વિવિધગ્રંથમાળાઃ-પુસ્તક ૧૫-૧૬.

# કાશ્મીરનો પ્રવાસ

અને

## કલાપીના સંવાદો

તથા

## સ્વીડનબોર્ગના ધર્મવિચાર.

લેખક-
સ્વસ્થાન 'લાઠી'ના સ્વર્ગસ્થ ઠાકોર
શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ-ઉપનામ
'કલાપી'.

એકત્ર ત્રણે પુસ્તકોની પહેલી આવૃત્તિ, પ્રત ૫૩૦૦

**પ્રકાશક-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.**
'મંત્રી' ભિક્ષુ-અખંડાનંદ. ઠે. કાલબાદેવી-મુંબઈ

પૌષ, માઘ, સંવત્ ૧૯૬૮ (બીજું વર્ષ.)

**મૂલ્ય:** કાચું પૂંઠું ૦-૫-૦ | સોનેરી ૦-૧૫-૦
પાકું પૂંઠું ૦-૧૦-૦ | પોષ્ટેજ માફ.

3=00

# વિવિધ ગ્રંથમાળાનું

## બીજા વર્ષનું ( સં. ૧૯૬૮ નું ) વાર્ષિક મૂલ્ય.

| | હિંદ, બરમા, સીલોન, એડન માટે. | આફ્રીકા માટે. |
|---|---|---|
| ૧ પહેલો વર્ગ | બંધ છે. | બંધ છે. |
| ૨ બીજો વર્ગ (સોનેરી પાકાં પૂઠાં) | રૂ. ૪–૮–૦ | ૫–૪–૦ |
| ૩ ત્રીજો વર્ગ (પાકાં પૂઠાં) .... | ૩–૦–૦ | ૩-૧૨-૦ |
| ૪ ચોથો વર્ગ (કાગળનાં પૂઠાં).... | રૂ. [illegible]–૮–૦ | ૧-૧૪-૦ |

**પોસ્ટેજ મારૂ. વી. પી. ખર્ચ જુદું. મૂલ્ય પ્રથમથીજ લેવાશે.**

આ પુસ્તક અમદાવાદમાં ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



# ખાસ બાબતો.

## ( ૧ ) સાભાર સ્વીકાર.

**રા. રા. હીરાલાલ કેશવરાવ શવ. રહીશ–અમદાવાદ** ઠે. સારંગપુર ફાફડાની પોળ. એઓ તરફથી આ ખાતાનાં સહાયક ફંડમાં રૂા. ૨૫) ની મદદ મળી છે, તે ઉપકાર સહિત સ્વીકારવામાં આવે છે. આ સાથે આ ફંડ રૂ. ૨૮૭) નું થયું છે.

## ( ૨ ) સુધારો.

ગયું ૧૩–૧૪ મું પુસ્તક '**નવસંહિતા**' એમાં 'પ્રાસ્તાવિક કથન' ના વિષયમાં પૃષ્ઠ ૪૨ માની નવમી લાઇનમાં 'પૂર્વ સંચિતથી' એ શબ્દો પછી નીચેનું લખાણ રહી ગયું છે, તે ઉમેરી વાંચવું.

'સમાજોની ઉત્પત્તિ થએલી છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે'

## ( ૩ ) પોણી કિંમત બંધ.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી તરફથી તેમનાં સ્વર્ગનાં પુસ્તકો 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને અમુક સમય સુધી પોણી કિંમતે અપાતાં, તે સમય પુરો થવાથી તેવી કિંમતે અપાતાં બંધ થયાં છે.

## (૪) ગ્રંથમાળાના પ્રચારમાં મદદ કરનાર સજ્જનોનાં વધુ નામ.

**ભાવનગર રા. રા. આણંદજી નાગરદાસ.**

" " ભગવાનલાલ નારણજી ભટ્ટ.

" " મણિશંકર પુરૂષોત્તમ રાવળ.

" " અંબાલાલ જેઠાલાલ વ્યાસ.

એમાં છેલ્લા નામવાળા સજ્જન તરફથી 'વિવિધગ્રંથમાળા'ના પ્રચાર ઉપરાંત તેની અન્ય વ્યવસ્થા ખાતે પણ જે ચાલુ શ્રમ લેવાય છે તે બદલ તેમનો ખાસ આભાર માનવામાં આવે છે. '**મંત્રી**'

# નિવેદન.

'વિવિધગ્રંથમાળા' ના ૧૫ મા પુસ્તક દાખલ **કાશ્મીરનો પ્રવાસ** તથા ૧૬ મા પુસ્તક દાખલ **કલાપીના સંવાદો અને સ્વીડનબોર્ગના ધર્મવિચારો,** એ પુસ્તકો વાંચકવર્ગની સેવામાં રજુ થાય છે.

પોતાના ટુંક જીવનમાં ગુજરાતી ભાષાને ગદ્ય અને પદ્યમાં ઉત્તમ સાહિત્ય અને ઉન્નત વિચારોનો વારસો આપી માત્ર ૨૬ વર્ષની ભરયુવાવસ્થામાંજ આ ફાની દુનિયાને ત્યજી ગયેલા 'લાઠી' ના નામદાર ઠાકોર **શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહીલ** ઉપનામ '**કલાપી**' એમના નામથી ગુર્જર સાહિત્યનો કોઇકજ અભ્યાસી અજાણ્યો હશે. તેઓશ્રીની કવિતાઓના સંગ્રહરૂપ '**કલાપીનો કેકારવ**' નામના પુસ્તકે તેમનું નામ એક સુયોગ્ય કવિ તરીકે અધિક પ્રસિદ્ધિમાં આણ્યું છે.

તેઓશ્રીની જન્મ તારીખ ૨૬ મી ફેબ્રુઆરી ઈ૦ સ૦ ૧૮૭૪ અને દેહ વિલયની તારીખ ૧૦ મી જુન ઈ૦ સ૦ ૧૯૦૦ છે. કાઠિયાવાડમાં આવેલા ચોથા વર્ગના લાઠી સંસ્થાનના તેઓ રાજકર્તા હતા. બાલવયમાંજ માતાપિતાનો નિરંતરનો વિયોગ તેમને થયો હતો. નવ વર્ષ રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કર્યા પછી ૧૮ વર્ષની વયે તેમણે કાશ્મીરનો પ્રવાસ કર્યો હતો અને ત્યાંથી હિંદુસ્તાનનાં કેટલાંએક મુખ્ય સ્થળોના પ્રવાસે ગયા હતા. એ પ્રવાસમાંજ 'કાશ્મીરનો પ્રવાસ' નામે પુસ્તક તેમણે લખ્યું હતું.

માત્ર અઢાર વર્ષની વયમાં તેમણે લખેલા આ પહેલા પુસ્તક-પરથીજ તેમના સંસ્કારી હૃદયની અને તેમની સૃષ્ટિસૌંદર્ય નિરખવાની તથા તે સરળ અને રસિક શૈલીથી આલેખવાની યોગ્યતા* વિષે

---

* તેઓ કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમના અધ્યાપકના તેમને માટે કેટલા સારા વિચારો હતા તે તેમનો એક પત્ર જે આગળ છાપ્યો છે તે વાંચવાથી જણાશે.

વાંચનારને ઉંચો મત બંધાશે. આ પુસ્તકની મિત્રવર્ગ માટે માત્ર થોડીજ પ્રતો અગાઉ પ્રસિદ્ધ થએલી હોવાથી જનસમાજમાં તે વિશેષ પ્રચલિત થયેલું નથી.

'સ્વીડનબોર્ગના ધર્મવિચારો અને તે સંબંધે થોડીએક ચર્ચા' એ પણ 'કલાપી' નો લેખ છે. ક્રિશ્ચિયન ધર્મમાં અગાઉ થઇ ગયેલા 'સ્વીડનબોર્ગ' નામે એક સાધુ પુરૂષે તે ધર્મવિષેના પોતાના સદ્‌ભાવને અનુસરીને લખેલાં પુસ્તકોના ગુજરાતી ભાષાંતર દાખલ 'લગ્ન સ્નેહ' તથા 'સ્વર્ગ અને નરક' નામે જે પુસ્તકો રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ બી. એ. એમણે પ્રસિદ્ધ કરેલાં, તેના અવલોકન ઉપરથી પોતાને એક અભ્યાસી દાખલ ઉપજેલા વિચારો આ લેખમાં સ્વ૦ 'કલાપી 'એ જણાવેલા છે. 'કલાપી' નો ધાર્મિક બાબતોનો અભ્યાસ કેટલો ઉંડો હતો તે વાત આ લેખના મનન ઉપરથી વાંચકો જોઈ શકશે. આ લેખની પ્રસિદ્ધિ પણ થોડીજ સંખ્યામાં અગાઉ થયેલી છે.

'કલાપીના સંવાદો' એમાં ચાર સંવાદોનો સમાવેશ છે. જે દેહવિલયના અરસામાં તેમણે લખેલા છે. કલાપીના પરિચિત અને સ્નેહી રા. રા. રૂપશંકર ઉદયશંકર ઓઝા, ઉપનામ 'સંચિત' એઓ દ્વારા ત્રણેક વર્ષપર તે પ્રસિદ્ધ થયા હતા.

એ સંવાદોમાં સમાયલા ઉંડા, ગંભીર, ઉન્નત અને–હૃદયસ્પર્શી વિચારો ભક્તિ અને જ્ઞાનમાર્ગના ઉંડા અભ્યાસીઓને મન તો અલૌકીકજ ભાસે તેમ છે.

પૂજ્ય 'કલાપી'! આ 'સંવાદો' અને 'કેકારવ'માંની કેટલી એક કવિતાઓમાં તો ત્હમે સરળ, ટુંકી અને હૃદયસ્પર્શી શૈલીમાં અમને મહાન્ સૂત્રોનું, ભગવદ્‌વાક્યોનું અને તેમાં રહેલાં ઉંડાં રહસ્યોનુંજ ભાન કરાવ્યું છે! અનેક સત્‌સંસ્કારી હૃદયો, ગીતાવાક્યની

પેઠે વારંવાર ત્હેને અવલોકી આશ્વાસન, ઉત્સાહ, શ્રદ્ધા, શાન્તિ, ભક્તિ, જ્ઞાન અને પ્રભુકૃપાનાં, અનેક દૈવી સુખદાયક અને કલ્યાણકારી તત્ત્વોની ઝાંખી તેના મનનથી વારંવાર મેળવશે! મુબારકબાદી છે એ કલાપી! મુબારકબાદી છે ત્હારા વિદેહ આત્માને! સ્થૂળભાવે અપરિચિત છતાં ત્હારા લેખોમાંથી ત્હારી અનેક દૈવી ભાવનાઓનું પાન કરી સત્સંસ્કારોની પુષ્ટિ પ્રાપ્ત કરનાર અને આત્મભાવે આ ત્હારાજ અખંડ હૃદય તરફથી ઉંડા ઉમળકાથી, પ્રેમપૂર્વક અનેકાનેક મુબારકબાદી છે, ત્હારા ઉન્નત સાત્વિક ભાવને!!

ઉપર જણાવેલાં ત્રણે ઉત્તમ પુસ્તકોનો ગુર્જર વાંચકવર્ગને પુરતો લાભ મળે એ હેતુથી 'વિવિધ ગ્રંથમાળાના' ૧૫–૧૬ પુસ્તક દાખલ તે પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. 'વિવિધ ગ્રંથમાળા'ના વાંચકોમાંથી ભાગ્યેજ સેંકડે બે ત્રણ સજ્જનોના વાંચવામાં અત્યાર અગાઉ તે આવ્યાં હશે, તે જોતાં આ પસંદગી ઉચિતજ ગણાશે.

સ્વર્ગસ્થ કલાપીરચિત દરેક પુસ્તક સાર્વજનિક હોઇને તેની પ્રસિદ્ધિ કરવાની સર્વને છૂટ રહે છે; એવી માહિતિ તેમના ખાસ પરિચિત મિત્રો તરફથી અને વિશેષ કરીને હડાળાના નામદાર દરબાર અને હાલ પોરબંદર સ્ટેટના એડમિનિસ્ટ્રેટર શ્રીમાન્ વાળા વાજસૂર વાલેરા, એઓશ્રી તરફથી મળવાથીજ આ પુસ્તકો છપાવવા વિચાર થએલો છે, જેથી તેવી માહિતિ લખાવી મોકલાવવા બદલ તેઓશ્રીનો સપ્રેમ આભાર અત્ર પ્રદર્શિત કરવામાં આવે છે.

'કલાપી'ની કવિતાઓ પણ તેના વર્ગ પાડીને કેટલાએક શબ્દોના અર્થ સાથે છપાવવા ધારણા છે. અનુકૂળતાએ તે પ્રસિદ્ધ થશે.

આ 'વિવિધગ્રંથમાળા'ની પેઠેજ એક જુદી ગ્રંથમાળા આ વર્ષથી શરૂ થઈ ચૂકી છે, તેનું નામ 'ચરિત્રમાળા' રાખેલું છે. દેશવિદેશના પ્રાચીન અર્વાચીન અનેક મહાન પુરૂષો અને સ્રીઓના

જીવનચરિત્રો, આખ્યાનો અને તેમના ઉપદેશો, આ ગ્રંથમાળાદ્વારા પ્રસિદ્ધ થશે. 'વિવિધગ્રંથમાળા'ની પેઠેજ 'ચરિત્રમાળા'માં પણ દર માસે સવાસો પૃષ્ઠનું પુસ્તક દર વર્ષે માત્ર રૂ. ૨) માં આપવાની યોજના રાખેલી છે. આ સાથે જોડેલી **ચરિત્રમાળાની યોજના** જે સફેત અને મજબૂત કાગળપર છાપેલી છે તે કાગળોપર ચરિત્રમાળાનાં પુસ્તકો છપાય છે; અને તેનું પહેલું તથા બીજું પુસ્તક '**શ્રી બુદ્ધ ચરિત્ર અને તેમના ઉપદેશ**'નું પ્રસિદ્ધ પણ થઈ ચૂક્યું છે.

આ પુસ્તક સાથે જોડેલી એ **ચરિત્રમાળાની યોજના** ઉપરાંત, **એક ખુલાસો, માત્ર એક આને ભગવદ્ગીતા, ખાસ હકીકત,** એ મથાળા નીચે જણાવેલી બાબતો તરફ વાંચક બંધુઓનું ખ્યાસ ધ્યાન ખેંચી મંગળમય પ્રભુના નામ સ્મરણપૂર્વક ૐ **તત્સત્.**

સંવત્ ૧૯૬૮ પૌષ માસ.<br>સન ૧૯૧૨ જાન્યુઆરી.

**મંત્રી.**

# એક ખુલાસો.

આવશ્યકતા ન હોય તેથી અથવા કોઈ કોઈ પેપરવાળાના મોંઘા ભાવોને લીધે આ સંસ્થા તરફની જાહેરખબરો કોઈ કોઈ ન્યુસવાળાને આપી શકાતી નથી. કોઈ કોઈ મફતલાલોને ગ્રંથમાળાનાં કે બીજાં પુસ્તકો તેમના અમુક પેપર સાથેના સંબંધના અભિમાનને આધીન થઇને મફત આપી શકાતાં નથી; કોઈ કોઈ બુકસેલરો, લેખકો અને પબ્લીશરોને એવી ધાસ્તી હોય છે કે આ ખાતા તરફની સસ્તી કિંમતને લીધે તેમનાં પુસ્તકોની કિંમત મોંઘી ગણાશે અને તેની ખપત ઘટી જશે.

આ ખાતાનો હાલનો હેતુ, સ્થિતિ અને ધોરણનું જ્ઞાન ન હોવાથી, અને તેવું જ્ઞાન મેળવવાની તજવીજ કર્યા વિનાજ, કોઈ કોઈ લેખક, પોતે લેખક તરીકેનું કામ અને તે બદલ સારૂં જેવું દામ, આ સંસ્થા પાસેથી મેળવવાની પોતાની ભૂલભરેલી આશા અને માગણીમાં નિરાશ થએલા હોય છે. કોઈ લેખક કે પબ્લીશર 'પોતાનાં પુસ્તકોના પ્રકારનાં પુસ્તકો આ ખાતું કહાડે નહિં' એવી આ ખાતા પ્રત્યેની પોતાની યુક્તિપ્રયુક્તિપૂર્વકની સ્વાર્થી માગણીઓમાં નિરાશ થએલા હોય છે.

ઉપર જણાવ્યા જેવા કોઈ કોઈ લેખક, ન્યુસવાળા, બુકસેલર, કે તેમના અનુયાયી, મિત્ર કે સંબંધીમાંના કોઈ કોઈ, ઉપર જણાવેલાં, કે એવાં બીજાં કારણોને લીધે ભૂલ, ભય કે દ્વેષને વશ થઇને, સીધી કે આડકતરી રીતે, યુક્તિપ્રયુક્તિથી આ સંસ્થા તરફ અંતરનો બળાપો બહાર પાડે તો તેવાઓ માટે તે સ્વાભાવિકજ છે. એવો બળાપો અમદાવાદના એક સાપ્તાહિકદ્વારા થોડા દિવસપર બહાર પડયો હતો. એ લેખની રચના અને ભાષા ઉપરથી તેના મૂળમાં ઉપર જણાવ્યા જેવાંજ કારણો રહેલાં પ્રતીત થવાથી અને વિવેકી વાંચકો પણ એવા બળાપાનું રહસ્ય સમજી શકે તેમ હોવાથી તેના ઉત્તર દાખલ તે તરફ અલક્ષ કરવાનુંજ ઘટિત ધારવામાં આવ્યું છે.

કોઈ સમયે કોઈ લેખમાં સારા ઉદ્દેશથી કે માત્ર ભૂલથીજ કોઈ શંકા, સૂચના, કે આક્ષેપ કરાયા હોય તોપણ તે વિષે લખવા, બોલ-વાની જાહેરચર્ચામાં ઉતરવાનું હાલની રોકાણ અને રૂચિ, ઈ૦ કારણોને લીધે અમને અનુકૂળ નથી.

હરકોઈ બાબતની શંકા કે ભલામણને માટે રૂબરૂ કે પત્રથી બનતો વ્યવહાર રાખવાનું, અને જે જે ભલામણો ઉપયોગી અને અમલ કરી શકાય તેવી જણાય તેપર બનતો અમલ કરવાનું જે ધોરણ અમે

મૂળથી રાખેલું છે, અને તે પ્રકારની ભલામણો માટે અમે જે આતુરતા દર્શાવતા આવ્યા છીયે, તેટલુંજ શુભેચ્છાપૂર્વક શંકા કે ભલામણ કરવા ઇચ્છનાર સજ્જનો માટે તેમજ અમારે માટે હાલ તો અમને પૂરતું લાગે છે.

કોઇ પણ લખાણ શુદ્ધ જીજ્ઞાસા કે હિતેચ્છુપણાથી લખાયું છે કે સ્વાર્થ, દ્વેષ ઇ૦ અયોગ્ય કારણોથી લખાયું છે તે વાત, તેવાં લખાણોના ભેદુઓ, તેમજ વિચક્ષણ વાંચકો તો, તે લેખની રચના અને ભાષા ઉપરથી તરતજ સ્હમજી લે છે. પછી તે લખાણને દંભી યુક્તિઓ અને વાક્યરચનાનો ગમે તેટલો શૃંગાર સજાવવામાં આવ્યો હોય, તેથી શું?

પરંતુ સર્વ વાંચનાર એવા ભેદુ અને વિચક્ષણ હોતા નથી; તેથી દરેક વાંચનાર એવી બાબતોનું ખરૂં રહસ્ય સ્હમજી શકે તેવા હેતુથી, આ ખાતા તરફથી સંવત ૧૯૬૪ ના વર્ષમાં નીકળેલી **સસ્તા વાંચનની સૂચના**માં ઉપર જણાવ્યા જેવા દ્વેષીઓનો સંભવ અગાઉથીજ જણાવી તે વિષે ઉપલી મતલબનો ખુલાસો સવેળાજ આપી મૂકેલો છે. વળી તે પછી થોડાજ સમયમાં તેવો દ્વેષ મુંબઇના એક પુસ્તકોના વ્યાપારીએ અને તેવોજ ધંધો કરનાર ત્યાંના એક પત્રકારે બહાર પાડતાં, તે તરફ અલક્ષ કરવાનું (૧૯૬૫ માં નીકળેલા **વૈરાગ્ય અને મુમુક્ષુ પ્રકરણની** પ્રસ્તાવનામાં) પણ જણાવ્યું છેજ; છતાં 'વિવિધ ગ્રંથમાળા'ની શરૂઆત તે સમય પછીથી થએલી હોવાથી તેના વાંચકો ઉપલા દ્વેષનાં કારણોથી અને તે બાબતમાં અમે રાખેલા ધોરણથી અજાણ્યા ન રહે એટલા માટેજ તે મતલબની હકીકત અત્રે પુનઃ જણાવવામાં આવી છે.

જાન્યુઆરી સન ૧૯૧૨. **મંત્રી.**

# *ચેસ્ટર મેકનોટન એસ્કવાયર. એમ. એ.

## પ્રિન્સીપાલ–રાજકુમાર કૉલેજ.

રાજકોટ.

પ્યારા સાહેબ,

ગયા જુન માસમાં જ્યારે આપે લાઠીના ઠાકોર સાહેબને અને બગસરાના કુમાર શ્રી ગીગાવાળાને કાયદાનો તથા અર્થશાસ્ત્રનો અભ્યાસ કરાવવાનું મને કહ્યું, ત્યારે તે કાર્ય મને ઘણું સરળ અને આનંદદાયક લાગ્યું. મહાકવિ કાળીદાસની “**मणौ वज्रसमुत्कीर्णे सूत्रस्ये वास्ति मे गतिः**” એ ઉક્તિ મારા સબંધમાં બરોબર બંધ બેસતી હતી. હીરાને કાપવાનું, પહેલ પાડવાનું, અને વિંધવાનું કાર્ય આપના જેવા બાહોશ, અનુભવી અને પ્રખર વિદ્વાનના હાથે ક્યારનુંએ થઇ ચૂક્યું હતું. મારૂં કાર્ય તો માત્ર તૈયાર કરી આપેલા છિદ્રમાં સૂત્ર પરોવવા જેટલુંજ હતું.

સોંપવામાં આવેલા કાર્યને સંતોષકારક રીતે બજાવતાં તેણે વખતના વહેવા સાથે મને અને આપના વહાલા શિષ્યોને ગાઢા સ્નેહમાં આણી મૂકયા. અમારૂં દિવસનું કાર્ય પૂર્ણ થયા પછી પણ વખતોવખત મને લાઠીના ઠાકોર સાહેબ તરફથી સાંજે તેમની સાથે ફરવા જવામાટે આમંત્રણ આવતું હતું–તેમને મારો સમાગમ રૂચિકર થઈ પડતો, તેનું કારણ એજ કે તે સમયે આસપાસ જે કાંઇ સૃષ્ટિ-

---

* સ્વ. કલાપીની યોગ્યતાની પ્રશંસા વિષયનો આ પત્ર તે સમ- યના તેમના એક અધ્યાપકે ઇંગ્રેજીમાં લખેલો છે. જે કાશ્મીરનો પ્રવાસ પ્રથમ વખત છપાયો તેમાં દાખલ કરેલો છે. વાંચકવર્ગની સુગમતા અર્થે તેમાંના કવિતા સિવાયના ભાગનું ગુજરાતીમાં ભાષાંતર કરાવીને તેજ અહીં આપ્યું છે. મંત્રી.

સૌંદર્ય દૃષ્ટિગોચર થતું તેના વર્ણનને લગતી કવિતાઓ સંભળાવીને મારા અંગ્રેજી તથા સંસ્કૃત જ્ઞાનનો હું તેમને લાભ આપતો.

રંઢારડાના કુંડ પાસે, અને આસપાસની ટેકરીઓપર તેમજ ગામડામાં ફરતી વખતે ઠાકોર સાહેબની અવલોકન કરવાની, સૃષ્ટિ-સૌંદર્યની પ્રસંશા કરવાની અને તે માટે પ્રસંગોપાત ચર્ચા કરવાની વિલક્ષણ શક્તિ જોઇને હું ઘણી વખત આશ્ચર્યચકિત થઇ જતો. વખતોવખત હું તેમને આનંદજનક અને ભક્તિયુક્ત સમાધિમાં એટલા બધા તલ્લીન થઇ ગયેલા જોતો કે તે વખતે મારા પ્રિય કવિવરની નીચેની લીટીઓ મને યાદ આવ્યા વિના રહેતી નહિ.

"The Clouds were touched.
And in their silent faces did he read
Unutterable Love. Sound needed none,
Nor any voice of joy; his spirit drank.
The Spectacle; sensation, soul and form
All melted into him; they swallowed up
His animal being; in them did he live,
And by them did he live: they were his life.
In such access of mind, in such high our
Of visitation from the living God,
Thought was not; in enjoyment it expired.
No thanks he breathed; he proffer'd no request;
Rapt into still communion that transcends
The inferfect offices of prayer and praise,
His mind was a thanks giving to the power

That made him; it was blessedness and love.
He had early learn'd
To reverence the volume which displays
The mistery–the life which cannot die;
But in the mountains did he feel his faith;
There did he see the writing–all things there
Breathed immortality, revolving life,
And greatness still revolving, infinite;
There littleness was not; the least of things
Seemed infinite; and there his spirit shaped
Her prospects, nor did he believe,–he saw,
What wonder, if his being thus become
Sublime & comprehensive ? Low desires,
Low thoughts had there no place, yet was his heart
Lowly; for he was meek in gratitude;
Oft as he called those ecstacies to mind,
And whence they flowed: and from them he acquired.
Wisdom, which works through patience; thence he learn'd.
In many a calmer hour of sober thought,
To look on with a humble heart,
Self questioned where he did not understand,
And with a superstitious eye of love."

*Wordsworth, excurtion Book I.*

સાહેબ ! જે સંસ્થાના આપ પોતે ગત ૨૦ વર્ષથી આત્મારૂપ છો, તે સંસ્થા આવાં, દિવ્ય પ્રકાશને એકદમ પકડી લેનાર રત્નોને ઉત્પન્ન કરે છે, એ આપની શિક્ષક તરીકેની ઉંચી શક્તિ અને કૂનેહનો અત્યુત્તમ પૂરાવો છે. આપનું દીર્ઘકાળથી ચાલ્યું આવતું ઉમદા કાર્ય, આ પ્રદેશના અમીરવર્ગને, તેમના વારસોની બુદ્ધિને વિકસાવીને અને તેમના નૈતિક વર્તનને સુધારીને માત્ર લાભદાયક થઈ પડ્યું છે; એટલુંજ નહિ પણ તેમના પ્રજાવર્ગને પણ ભલા અને સામર્થ્યવાન રાજકર્તાઓ આપવાથી તેમનાપર ઉત્તમ આશીર્વાદરૂપ થઇ પડયું છે.

આપના પ્રિય શિષ્યનો આ પ્રથમ પ્રયત્ન મને એટલો બધો પ્રિય, મનોરંજક અને શિક્ષણીય લાગ્યો કે તેને સ્થાનિક પત્રોમાં છપાવવા ઉપરાંત મેં તેને એક હસ્તપત્ર તરીકે છપાવી પ્રગટ કર્યો. મારા આ કાર્યથી માત્ર લેખકનેજ માન મળે છે, એટલુંજ નહિ પણ તેથી કૉલેજના શિક્ષકવર્ગને અને ખાસ કરીને આપ કે જે તે સંસ્થાના તાજરૂપ છો તેમને વિશેષ માન મળે છે.

આશા છે કે આ નમ્ર પ્રાર્થના સ્વીકારને પાત્ર થશે.

હું રહેવાને ઇચ્છું છું સાહેબ,
આપનો સદાનો તાબેદાર,
**એન. બી. જોશી.**



# અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| કાશ્મીરનો પ્રવાસ. ... ... ... | ૧ થી ૯૩ |
| કલાપીના સંવાદો. ... ... ... | ૯૫ થી ૧૪૮ |
| (૧) જેસળ અને તોળલ. ... ... | ૯૫ થી ૧૧૫ |
| (૨) ગોપીચંદ અને મેનાવતી. ... ... | ૧૧૬ થી ૧૩૧ |
| (૩) ભર્તૃહરિ અને વિક્રમ. ... ... | ૧૩૨ થી ૧૪૦ |
| (૪) જાલંધર અને ગોપીચંદ. ... ... | ૧૪૧ થી ૧૪૬ |
| સ્વીડનબોર્ગના ધર્મવિચાર ... ... | ૧૪૯ થી ૨૧૪ |


---

"મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટાંમાં
તો ન્હાનાં પણ મ્હોટાં,
વ્યોમદીપ રવિ નભ બિંદુ
તો ઘર દીવડાં નહિ ખોટાં."

# ચરિત્રમાળાની યોજના.



**જેમાં ચરિત્રોના સાહિત્યની મહત્તા; ચરિત્રોના સાહિત્યના બહોળા પ્રચાર માટે તે સસ્તું હોવાની જરૂર; સાહિત્યને સસ્તું કેવી રીતે કરી શકાય? ચરિત્રમાળાની શરૂઆત; ચરિત્રમાળાના નયમો; ચરિત્રમાળાદ્વારા આપવા ધારેલાં ઉત્તમ ચરિત્રો; અને આમંત્રણ, એ વિષયો છે—**



## ચરિત્રોના સાહિત્યની મહત્તા.

શરીરની કે ધનની, મનની કે વાણીની, વ્યવહારની કે પરમાર્થની, કોઈ નહિ ને કોઇ પણ પ્રકારની શ્રેષ્ઠતા મેળવવાની શુભેચ્છા કયા મનુષ્યના હૃદયમાં નહિ હોય? એવી ઇચ્છાવાળા દરેક મનુષ્યે, વિવિધ પ્રકારની શ્રેષ્ઠતા મેળવી ચૂકેલાં અનેક મહાન્ સ્ત્રી પુરૂષોનાં ચરિત્રો અવસ્ય વાંચવાં જોઇએ.

જગત્માં અગાઉ થઈ ગયેલાં અને વર્તમાન સમયનાં અનેક મહાન્ નરનારીઓના કયા અસાધારણ ગુણોને લીધે મહાન્ જનોમાં ગણના થઈ, તે ગુણો તેઓએ કેવી રીતે મેળવ્યા, કેવી રીતે દર્શાવી આપ્યા, અને અસાધારણ કસોટીના તેમજ લાલચોના પ્રસંગોમાં તે કેવી રીતે ટકાવી રાખ્યા, એ વિગેરે બાબતો તેઓનાં જીવનચરિત્રોમાં એવી રીતે ગુંથાયલી હોય છે કે જેથી તે વાંચનારને તેમાં ઘણો રસ પડે છે, અને તેઓ તરફ તેમજ તેમના શ્રેષ્ઠ ગુણો તરફ પૂજ્ય ભાવનાથી તે આકર્ષાય છે. મનુષ્ય માત્રના—હૃદયક્ષેત્રમાં થોડા યા ઘણા અસાધારણ ગુણોનાં જે સૂક્ષ્મ બીજ ગુપ્ત રહેલાં હોય છે, તે એવા વાચન, શ્રવણ ને મનનરૂપી પ્રકાશ અને જળના સંયોગે આપોઆપ

ખીલવા માંડે છે; અને જેમ બીજમાંથી અંકુર, છોડ અને વૃક્ષ બની જઇ સુખદાયક ફળફૂલથી સુશોભિત થાય છે, તેમ તે સદ્દગુણોનાં બીજ ચરિત્રોના શ્રવણ અને વાચનમાંથી વિચારમાં, ઉચ્ચારમાં, અને પછી આચારમાં પરિણામ પામ્યા વિના રહેતાં નથી. આ પ્રમાણે સદ્દગુણો આચારમાં મૂકાતાં તેમાં જે કાંઇ ન્યૂનતા કે બેડોળપણું હોય છે, તે વિવિધ પ્રસંગોમાં ઘડાઇ ટીપાઇને દૂર થતાં, તે સદ્દગુણો સૂર્યપ્રભાની પેઠે પ્રકાશી નીકળે છે. સદ્દગુણોની આવી વિશુદ્ધિ, એજ તેની અસાધારણતા. અસાધારણતા, એજ સામાન્ય જનોની અપેક્ષાએ વિશેષતા. વિશેષતા, એજ મહત્તા; અને મહત્તા, એજ મહાપુરૂષોનું લક્ષણ હોવાથી, જીવનચરિત્રોનો ખરા શોખથી અભ્યાસ કરનાર સજ્જનમાં શુભ સંસ્કારોની સહજ સ્વભાવે વૃદ્ધિ થવા માંડે છે, અને પરિણામે તે પોતે મહાપુરૂષજ બની રહે છે.

જીવનચરિત્રોના સાહિત્યની એવી મહત્તા હોવાને લીધેજ તેની ગણના શ્રેષ્ઠતર સાહિત્યમાં થાય છે.

## ચરિત્રોના સાહિત્યના બહોળા પ્રચાર માટે તે સસ્તું હોવાની જરૂર.

જીવનચરિત્રોનું આવું ઉપયોગી સાહિત્ય લોકોમાં બને તેટલું વિશેષ ફેલાવવાની અગત્ય માટે મતભેદ હોઇ શકે નહીં. ઇંગ્રેજી ભાષામાં તો આ સાહિત્ય એટલા બહોળા પ્રમાણપર જઇ પહોંચેલું છે, કે દુનિયામાંના કોઇ પણ શ્રેષ્ઠ મનુષ્ય વા સ્ત્રીનું નાનું વા મોટું ચરિત્ર એ ભાષામાં પ્રસિદ્ધ થયા વિના ભાગ્યેજ રહ્યું હશે.

અહિંની દેશી ભાષાઓમાં પણ ચરિત્રોનું સાહિત્ય થોડું થોડું નીકળતું જાય છે અને ગુજરાતીમાં ચરિત્રોનાં કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે; પરન્તુ દેશની આર્થિક હીન સ્થિતિ અને બીજા હાથપર ઉત્તમ સાહિત્યના પ્રચારની આવશ્યકતા તરફ જોતાં જણાવવાની જરૂર

છે કે,–ઉત્તમ સાહિત્ય તૈયાર કરાવવા ખાતે અને તેવું તૈયાર સાહિત્ય યોગ્ય બદલો આપી ખરીદી લેવા ખાતે, તેમજ જૂજ કિંમત રાખી તેનો બહોળો પ્રચાર કરવા ખાતે, પરોપકાર દૃષ્ટિથી ઉદારતાપૂર્વક ખર્ચ કરવાની જરૂર, પરોપકારી શ્રીમન્તો અને સંસ્થાઓ ન સમજી શકે ત્યાં સુધી, આવા નિર્ધન અને કેળવણી રહિત દેશમાં, ધનવાન અને કેળવાયલા દેશોના જેવી કિંમતે ઉત્તમ સાહિત્યનો પૂરતો પ્રચાર થવો અશક્યજ રહેશે.

સારા લેખકોને મહેનતના યોગ્ય બદલાથી ઉદરનિર્વાહની નિરાંત મળવાનું તો રહ્યું; પણ ઉલટું લખાણો તૈયાર કરવાની મહેનત ઉપરાંત છપાવવાનું અને ફેલાવવાનું કાર્ય પણ તેઓનેજ કરવું પડતું હોય, ત્યાં તેમના તરફથી સારા સાહિત્યના સસ્તાપણાની આશા ક્યાંથીજ રાખી શકાય? માત્ર ઉત્તમ સાહિત્ય તૈયાર કરવાનુંજ કાર્ય કરવાનું હોય તો અનેકગણી જનસેવા તે દ્વારા બજાવી શકે, એવા કંઈએક લેખકો ઉપર જણાવ્યા પ્રમાણે પોતાનું જે કામ નહીં, તે કામ કરવા જતાં ઉલટા કેવા ફસાઇ પડે છે, તે બાબતથી જેઓ માહિતગાર હશે તેઓ તો આવા સંયોગો છતાં હાલની કિંમતે મળતા રૂડા સાહિત્ય બદલ તેમનો આભારજ માનશે.

પરંતુ આમ એક તરફ સારા અને સસ્તા સાહિત્યની આવશ્યકતાવાળો ગરીબ જનસમાજ અને બીજી તરફ યોગ્ય કદર થયા વિનાના અને ઉલટા કેટલીક મુસ્કેલીઓ ભોગવતા લેખકો, આ બે જનસમાજરૂપ સાંકળની અગત્યની કડીઓ યોગ્ય જોડાણ વિના એક બીજાને પુરતી સહાયક નિવડી શકે નહીં, એ વાર્તા કેવી દુઃખદાયક છે!

## સાહિત્યને સસ્તું કેવી રીતે કરી શકાય?

શું એ બાબતનો કોઇ ઉપાય નથી? હા છેજ, અને તે એ કે, આપણા દેશમ પ્રાચીન પરંપરાથી ઉતરી આવેલા દાનધર્મરૂપ સદ્-

ગુણુના પ્રતાપે હજી પણ જે કરોડોની ઉદારતા અન્નદાન, વસ્ત્રદાન, તીર્થદાન, ઇત્યાદિ અનેક પ્રકારે ગાડરીયા પ્રવાહે થતી આવે છે; તેને બદલે દેશકાળના ફેરવાયલા સંયોગોને અનુસરીને વર્તમાન સમયની લોકોની ખરી હાજતો સમજી શકનાર ઉદાર ધનવાનો અને વિદ્વાનોએ પોતાની ઉદારતાનો પુરતો લાભ આવી અતિ અગત્યની બાબતમાં પણ આપવા માંડવો જોઇએ; એટલુંજ નહિ પરન્તુ એવો હેતુ પાર પાડવાને માટે ઉદાર, સંગીન, વિશાળ, સાર્વજનિક અને સ્થાયી બંધારણવાળી એવી સંસ્થાઓ સ્થાપવી જોઇએ કે જેથી ઉત્તમ સાહિત્ય રચાવવા અને અન્ય ભાષાઓમાંથી દેશી ભાષામાં ભાષાંતર કરાવવા ખાતે ઉદારતાથી ખર્ચ કરી શકવા ઉપરાંત તે છપાવવા ખાતે નાણું રોકવાની પુરતી જોગવાઇ થઇ શકે, અને તેની વ્યવસ્થા ખાતે, પ્રચારના ઉપાયો લેવા ખાતે અને માત્ર નજીવી કિંમત રાખવા ખાતે જે ખોટ ખમવી જોઇએ તે ખમવાનું બની શકે.

લેખકવર્ગને પણ અહીં ખાસ ભાર મૂકીને સૂચવીશું કે જો તેઓ ટુંક બુદ્ધિ વાપરીને ધનવાન વર્ગને આ માર્ગે દોરવાનો યત્ન નહીં કરે અને કોઈ અણસમજુ કે સ્વાર્થી પેપર કે લેખકની દોરવણીથી અવળે રસ્તે દોરવાશે, તો તેઓ લાખો કરોડો ગરીબ અને અજ્ઞ દેશ બંધુઓના મહાન્ હિતની આડે આવવાનું મ્હોટું પાપ વહોરશે; એટલુંજ નહીં પણ પરિણામે તેમનું પોતાનું તેમાં જે ખાસ આર્થિક હિત રહેલું છે, તેની ઉપર પણ તેથી તેઓ કુહાડો મારશે. અમે જે યોજનાઓ કરાવવા ઇચ્છીએ છીએ તેનું રહસ્ય એ છે કે, કાગળ, છપાઇ, અને બંધાઇની કિંમત લોકો પાસેથી લેવી અને પુસ્તકો તૈયાર કરાવવાનો તેમજ તેની વ્યવસ્થાનો ખર્ચ ધનવાન વર્ગની ઉદારતાથી નિભાવવો. આવી યોજનાઓની દિશામાં પરોપકારી પુરૂષોની ઉદારતાને દોરવાના હેતુથીજ અમારો હાલનો પ્રયાસ છે. સામાન્ય લોકોમાં

વાંચનનો શોખ અને તેના લાભોનું જ્ઞાનજ ક્યાં છે ? એ કાર્ય પણ હાલના સંયોગોમાં આ ખાતાનેજ કરવું પડે છે. એવા શરૂઆતના પ્રયાસમાંજ એટલે કે–અમુક ઇમારતનો પાયો ખોદાતો હોય ત્યારેજ અને તે ખોદનારા મજુર પાસેથીજ કોઇ સાતમા માળની હવાનું સુખ માગે તેમ–બહારની મદદના અભાવે વ્યવસ્થા ખર્ચ પણ કિંમતમાં ચડાવી લેવો પડતો હોય અને મુસ્કેલીથી હાલની સસ્તી કિંમત રાખી શકાતી હોય તેવા વખતમાં કોઇ કોઈ લેખક અમારા જેવા નિષ્કિંચન મજૂરો તરફથી કામ અને દામની પુરતી આશા રાખે, તો તેને અમે શી રીતે પૂરા પડી શકીએ ? અમે સમજીએ છીએ કે લેખકવર્ગ એ પ્રજાનો ચાલુ જમાનાનો ગુરૂવર્ગ છે, અને શ્રેષ્ઠ સાહિત્ય રૂપી ઉચ્ચ વસ્તુ મેળવવાના બદલામાં ધન જેવી કનિષ્ઠ વસ્તુથી પ્રજાએ તેમની યોગ્ય સેવા કરવી એ કાંઇ મહત્વની વાત નથી; પણ તેવા ધોરણની યોજનાઓ શરૂ કરાવી શકાય તે અગાઉથીજ અમારા જેવા મજૂરો પાસેથી ફળની આશાઓ કરવી એ કોઇ પણ બુદ્ધિવાનને છાજે તેમ છે ? બેશક, કોઇ કોઇ વિદ્વાન્ બંધુઓ અમારા કામનો હેતુ સમજીને તેમાં લેખોથી બનતો ટેકો આપે છેજ, તોપણ કેટલાકો વગર સમજે ઉલટા વિચારે ચ્હડી જતા હોવાથી આટલું વિવેચન કરવામાં આવ્યું છે.

ગુજરાતમાં આ દિશામાં કામ કરનારી 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી' જેવી સંસ્થા છે ખરી, પરન્તુ તેના બંધારણને લીધે તેમાં ૫૦) રૂપિયા ભરી લાઇફમેમ્બર થવાની શક્તિવાળાઓનેજ વિના મૂલ્યે તેમજ થોડા મૂલ્યે પુસ્તકો આપવાનું તેનાથી બની શકતું હોવાને લીધે, તેમજ તેવી શક્તિ વિનાના અધિક સહાયપાત્ર અસંખ્ય લોકોને માટે તેને ઉલટી પડતર કરતાં વધુ કિંમત રાખવી પડતી હોવાથી તેવું ધોરણ તે બદલે નહીં ત્યાં સુધી ઉપલો હેતુ તેનાથી પાર પડે તેમ નથી.

ગ્રંથો રચાવવા, છપાવવા અને વ્યવસ્થા ખાતે ખર્ચ કરવાની સગવડ છતાં, ઓછી શક્તિવાળા છુટક ખરીદદારો માટે વધુ કિંમત રાખવાનું તેનું ધોરણ કોઈ પણ પ્રકારે સુધારી શકાય તેવું છે કે કેમ, તે બાબતની વિશેષ માહિતીના અભાવે તે વિષે હાલ તો એટલુંજ કહી શકાય કે,-પોતાના મેમ્બરોના હિતની જાળવણી ઉપરાંત પોતાના ધોરણમાં તેણે એવો સુધારો કરવો જોઇએ કે જેથી તેના તરફથી નીકળતાં પુસ્તકોની કિંમત, કાગળ, છપાઈ અને બંધાઈના ખર્ચ જોગીજ રાખી શકાય અને બીજો કોઈ પ્રકારનો બોજો તેના ખરીદનારાઓ પર પડે નહિ. જે સાર્વજનિક હિતના મુખ્ય આશયથી સાહિત્યની ખીલવણી અને પ્રચાર ખાતે દેશમાંથી તરત વેળા સંગીન ગણાય તેવો આર્થિક ટેકો તેને મળ્યો છે, તેનો સાર્વજનિક હિતમાં યથાર્થ ઉપયોગ થએલો ત્યારેજ ગણી શકાય.

ઉપલી સૂચના બર આવે તોપણ સાહિત્યદ્વારા જનસેવાનો પ્રદેશ એટલો વિશાળ પડેલો છે, અને તે ખાતે વિવિધ દૃષ્ટિયો અને પ્રકારોદ્વારા એટલું તો બહોળું કાર્ય કરવાનું છે, કે તેને પહોંચી વળવાને માટે ઉક્ત એકાદ સંસ્થાને પૂરતી ન સમજતાં આ નિર્ધન દેશમાંના લાખો મનુષ્યોના હિત માટે એવી દશવીસ સંસ્થાઓ નીકળે તોપણ તે થોડીજ પડે તેમ છે, અને તેથી એવી નવીન સંસ્થાઓ સ્થાપવા તરફ પણ ઉદાર પરોપકારી પુરૂષોએ પુષ્કળ ધ્યાન આપવાની જરૂર છે.

## ચરિત્રમાળાની શરૂઆત.

જનસેવાર્થે ઉક્ત પ્રકારનો પરોપકાર કરવાની જે શ્રીમાન અને વિદ્વાન લોકોની તેમજ રાજા મહારાજાઓની અને નામદાર સરકારની ફરજ છે તેમનું તે તરફ ધ્યાન ખેંચાય તેટલા સારૂ તે બાબતમાં જે કાંઈ થોડું ઘણું કાર્ય શરૂઆત દાખલ બની શકે તે કરી

બતાવવું એજ હેતુ આ **સસ્તું સાહિત્ય વર્ધક મિત્રમંડળ અને કાર્યાલય**ની સ્થાપનામાં મુખ્ય હતો અને છે. એ હેતુને માટે જેટલા સમય અને વિસ્તારની ધારણા તેના સ્થાપકે રાખેલી તે જોતાં તે સમય અને વિસ્તારની હદની બહાર આ ખાતું હાલ સુધીમાં જઈ ચૂકેલું હોવાથી, હવે તેનું કાર્ય ૧૯૬૮ નું વર્ષ પૂરૂં થયા પછીથી ચાલુ રહેશે કે કેમ, તે અનિશ્ચિત છતાં, અને આ વર્ષ દુષ્કાળનું હોવા છત , ચરિત્રમાળા શરૂ કરવાનું એક કારણ એ છે કે દુષ્કાળ નક્કીપણે મનાઈ ક્યો તેની કેટલાક માસ અગાઉ ચરિત્રમાળાની આ યોજના નક્કી થઇને તે માટે ખાસ જુદી જાતના કાગળો પણ સામટા એક વર્ષની ખરચી જોગા વિલાયતથી મંગાવાઈ ચૂકયા હતા.

દુષ્કાળના સમયને લીધે ચરિત્રમાળાના જરૂર જોગા બે હજાર ગ્રાહકો નહીં થાય તો વધારાનાં પુસ્તકો બીજાં સારાં પુસ્તકોના જેવાંજ ઉપયોગી હોવાને લીધે, ધીમે ધીમે તે છૂટક પણ ખપી જવાનો સંભવ, એ બીજું કારણ છે.

જે વ્યકિતની કાર્યશક્તિપર આ સંસ્થાના કાર્યનો આધાર કહેવાય છે તે વ્યકિતની તે શકિત કેટલાક કારણથી એટલે દરજ્જે ઘટી ગએલી છે કે હવે વધુ સમય તે કાર્ય તેનાથી લેવાય તો અન્ય આવાં કામો કરનારને પોતાના અનુભવનો લાભ અને સલાહ આપવા જેટલું સામર્થ્ય પણ તેની પ્રકૃતિમાં રહે તેમ નથી. જેથી આ સં. ૧૯૬૮ નું વર્ષ પણ તેને જેમ તેમ કરીનેજ ચલાવવાનું હોવાથી, વર્ષ આખરે આ સંસ્થાની પ્રવૃત્તિ ઘણું કરીને બંધ કરવી પડે તેમ છે. જેથી જીવનચરિત્રોના સાહિત્ય ખાતે કંઈક પ્રયાસ કરવાનો જે વિચાર કેટલાક સમયથી ચાલતો હતો તેની પણ ભેગાભેગી આ વર્ષમાંજ બનતી શરૂઆત કરવાની દઢ પ્રેરણા, એ આ બાબતનું ત્રીજું કારણ છે.

ઉપલાં મુખ્ય કારણોને લીધે ચરિત્રમાળાની આ યોજના શરૂ થાય છે. હે નાથ! कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन। એ આપના વાક્યને અનુસરીને આપ સર્વેશ્વરનીજ પ્રેરણા અને સત્તા-સ્ફૂર્તિવડે શરૂ થતી આ પ્રવૃત્તિ હરકોઇને હાથે, હરકોઇ પ્રકારે આગળ વધો, ન્યૂન થાઓ, કે બંધ પડો અથવા જનસમાજના પ્રારબ્ધયોગે આપની ઇચ્છાનુસાર તેનું જે થવું ઘટે તે થાઓ, તેમાં કોઇ પ્રકારનો આગ્રહ આપની કૃપાથી અમને રહેતો નથી; છતાં તેજ પ્રસાદીના અન્ય અંશરૂપ શ્રદ્ધામૈયા તો એવો આનંદપ્રદ આદેશ આપ્યાજ કરે છે કે 'પરિણામે નિમિત્તભૂત વ્યક્તિઓનું અને સમાજનું એથી હિતજ સધાશે!'

---

# ચરિત્રમાળાના નિયમો.

## વિષય.

૧. ચરિત્રમાળામાં દેશવિદેશના મહાન્ પુરૂષો અને સ્ત્રીઓનાં સંક્ષિપ્ત તેમજ વિસ્તૃત ચરિત્રો, આખ્યાનો અને તેમના ઉપદેશોનો વિષય આવશે.

## કદ વિષે.

૨. ચરિત્રમાળાના દરેક પુસ્તકમાં સરાસરી (રોયલ ૧૬ પેજી) સવાસો પૃષ્ઠ આવશે. જેમાં આ ખાતાને લગતી, તેમજ બીજાં પરોપકારી ખાતાંઓને લગતી, યોજનાઓ તથા જાહેરખબરો, તેમજ બીજાં માસિકોની બદલામાં લેવાની જાહેરખબરોનો સમાવેશ થશે. મૂલ્યથી લેવાની જાહેરખબરો એમાં નહીં ગણાતાં જુદીજ ગણાશે.

૩. ચરિત્રમાળાના ગ્રાહકોને ઉપર પ્રમાણે દરેક મહિને સવાસો પૃષ્ઠના હિસાબે દર વર્ષે ૧૫૦૦ (દોઢ હજાર) પૃષ્ઠ જેટલાં પુસ્તકો

અપાશે; તેમાં છબીઓ અપાશે તેના ખર્ચ જોગાં પૃષ્ઠો એ સંખ્યામાંથી બાદ થશે. પુસ્તકોના કદમાં કોઈ કારણે ફેરફાર કરવો પડશે તો ઉપર જણાવ્યા જેટલું લખાણ સમાઇ રહે તે પ્રમાણમાંજ કરાશે.

**સમય.**

૪. ચરિત્રમાળાનું પહેલું વર્ષ સંવત ૧૯૬૮નું છે, અને તેની શરૂઆત કાર્તિક માસથી ગણાશે.

૫. ગમે તે માસથી ગ્રાહક થવા છતાં કાર્તિક માસથીજ ગ્રાહક ગણીને વાર્ષિક મૂલ્ય લેવાશે અને કાર્તિકથીજ પુસ્તકો અપાશે.

**કાગળો.**

૬. ચરિત્રમાળામાં કાગળો સગવડ પ્રમાણે ૫૦ રતલી એન્ટીક પેપર (આ યોજના જે આ કાગળોપર છાપેલી છે અને જે કાગળોના ચરિત્રમાળાના પ્રથમ વર્ષ જોગો સામટો જથો મંગાવી રાખવામાં આવ્યો છે તે) ઉપર છપાશે અથવા ૫૦ રતલી ગ્લેજ પેપરોપર તે છપાશે.

**વર્ગ, મૂલ્ય, ટપાલખર્ચ, કમીશન.**

૭. ચરિત્રમાળામાં બે વર્ગ રાખ્યા છે, તે બંનેમાં કાગળ એકજ જાતના આવશે. પૂઠાંમાં અને વાર્ષિક મૂલ્યમાં નીચે પ્રમાણે ફેર છે.

क. **સાદાં પૂઠાં.** એમાં પૂઠાં કાગળનાં સાદાં આવશે, અને તેનું વાર્ષિક મૂલ્ય રૂ. ૨) બે લેવાશે.

ख. **પાકાં પૂઠાં.** એમાં પૂઠાં કપડાનાં પાકાં આવશે, અને વાર્ષિક મૂલ્ય રૂ. ૩) ત્રણ લેવાશે.

૮. અમદાવાદ અને મુંબઈ તેમજ બહાર ગામના, એડનના, બ્રહ્મદેશના અને સીલોનના ગ્રાહકો પાસેથી **ટપાલ ખર્ચ** જૂદું લેવાશે નહિ. **વેલ્યુપેબલ ખર્ચ** જૂદું લેવાશે.

૯. આફ્રિકા, ઈંગ્લંડ તેમજ બીજા જે દેશાવરોનું ટપાલ ખર્ચ વધુ લાગતું હશે તેટલું ત્યાંના ગ્રાહકો પાસેથી વધુ લેવાશે.

ઉપલાં મુખ્ય કારણોને લીધે ચરિત્રમાળાની આ યોજના શરૂ થાય છે. હે નાથ ! **कर्मण्येवाधिकारस्ते माफलेषु कदाचन** । એ આપના વાક્યને અનુસરીને આપ સર્વેશ્વરનીજ પ્રેરણા અને સત્તા-સ્ફૂર્તિવડે શરૂ થતી આ પ્રવૃત્તિ હરકોઇને હાથે, હરકોઇ પ્રકારે આગળ વધો, ન્યૂન થાઓ, કે બંધ પડો અથવા જનસમાજના પ્રારબ્ધયોગે આપની ઇચ્છાનુસાર તેનું જે થવું ઘટે તે થાઓ, તેમાં કોઇ પ્રકારનો આગ્રહ આપની કૃપાથી અમને રહેતો નથી; છતાં તેજ પ્રસાદીના અન્ય અંશરૂપ શ્રદ્ધામૈયા તો એવો આનંદપ્રદ આદેશ આપ્યાજ કરે છે કે 'પરિણામે નિમિત્તભૂત વ્યક્તિઓનું અને સમાજનું એથી હિતજ સધાશે ।'

---

# ચરિત્રમાળાના નિયમો.

## વિષય.

૧. ચરિત્રમાળામાં દેશવિદેશના મહાન્ પુરૂષો અને સ્ત્રીઓનાં સંક્ષિપ્ત તેમજ વિસ્તૃત ચરિત્રો, આખ્યાનો અને તેમના ઉપદેશોનો વિષય આવશે.

## કદ વિષે.

૨. ચરિત્રમાળાના દરેક પુસ્તકમાં સરાસરી (રોયલ ૧૬ પેજી) સવાસો પૃષ્ઠ આવશે. જેમાં આ ખાતાને લગતી, તેમજ બીજાં પરોપકારી ખાતાંઓને લગતી, યોજનાઓ તથા જાહેરખબરો, તેમજ બીજાં માસિકોની બદલામાં લેવાની જાહેરખબરોનો સમાવેશ થશે. મૂલ્યથી લેવાની જાહેરખબરો એમાં નહીં ગણાતાં જુદીજ ગણાશે.

૩. ચરિત્રમાળાના ગ્રાહકોને ઉપર પ્રમાણે દરેક મહિને સવાસો પૃષ્ઠના હિસાબે દર વર્ષે ૧૫૦૦ ( દોઢ હજાર ) પૃષ્ઠ જેટલાં પુસ્તકો

અપાશે; તેમાં છબીઓ અપાશે તેના ખર્ચ જોગાં પૃષ્ઠો એ સંખ્યા-માંથી બાદ થશે. પુસ્તકોના કદમાં કોઈ કારણે ફેરફાર કરવો પડશે તો ઉપર જણાવ્યા જેટલું લખાણ સમાઇ રહે તે પ્રમાણમાંજ કરાશે.

**સમય.**

૪. ચરિત્રમાળાનું પહેલું વર્ષ સંવત્ ૧૯૬૮નું છે, અને તેની શરૂઆત કાર્તિક માસથી ગણાશે.

૫. ગમે તે માસથી ગ્રાહક થવા છતાં કાર્તિક માસથીજ ગ્રાહક ગણીને વાર્ષિક મૂલ્ય લેવાશે અને કાર્તિકથીજ પુસ્તકો અપાશે.

**કાગળો.**

૬. ચરિત્રમાળામાં કાગળો સગવડ પ્રમાણે ૫૦ રતલી એન્ટીક પેપર (આ યોજના જે આ કાગળોપર છાપેલી છે અને જે કાગળોના ચરિત્રમાળાના પ્રથમ વર્ષ જોગો સામટો જથો મંગાવી રાખવામાં આવ્યો છે તે) ઉપર છપાશે અથવા ૫૦ રતલી ગ્લેજ પેપરોપર તે છપાશે.

**વર્ગ, મૂલ્ય, ટપાલખર્ચ, કમીશન.**

૭. ચરિત્રમાળામાં બે વર્ગ રાખ્યા છે, તે બંનેમાં કાગળ એકજ જાતના આવશે. પૂઠાંમાં અને વાર્ષિક મૂલ્યમાં નીચે પ્રમાણે ફેર છે.

क. **સાદાં પૂઠાં.** એમાં પૂઠાં કાગળનાં સાદાં આવશે, અને તેનું વાર્ષિક મૂલ્ય રૂ. ૨) બે લેવાશે.

ख. **પાકાં પૂઠાં.** એમાં પૂઠાં કપડાનાં પાકાં આવશે, અને વાર્ષિક મૂલ્ય રૂ. ૩) ત્રણ લેવાશે.

૮. અમદાવાદ અને મુંબઈ તેમજ બહાર ગામના, એડનના, બ્રહ્મદેશના અને સીલોનના ગ્રાહકો પાસેથી **ટપાલ ખર્ચ** જૂદું લેવાશે નહિ. **વેલ્યુપેબલ ખર્ચ** જૂદું લેવાશે.

૯. આફ્રિકા, ઇંગ્લંડ તેમજ બીજા જે દેશાવરોનું ટપાલ ખર્ચ વધુ લાગતું હશે તેટલું ત્યાંના ગ્રાહકો પાસેથી વધુ લેવાશે.

૧૦. ચરિત્રમાળાની યોજના તેના વાર્ષિક ગ્રાહકોના ધોરણપરજ રચાયલી છતાં, તેમાંનાં છૂટક પુસ્તકો લેવા ઇચ્છનારને ( સગવડ હશે ત્યાં સુધી ) તેપર છૂટક વેચાણ માટે છપાતી કિંમતે અપાશે.

૧૧. ચરિત્રમાળાના ગમે તે વર્ગના મળીને વાર્ષિક રૂ. ૪૦) થાય તેટલા ગ્રાહકો એકજ નામપર કરી મોકલનાર માટે આ ધોરણ છેઃ-

૧. જો તે બુકો દર વખતે **અમદાવાદની** શાખામાંથી રૂબરૂ મંગાવી લેશે તો રૂ. ૪૦) ને બદલે રૂ. ૩૦ ) લેવાશે.

૨ જો તે રેલરસ્તે મંગાવશે તો તે જણાવશે તે સ્ટેશને દર વખતે પહોંચાડવામાં આવશે, અને રૂ. ૪૦) ને બદલે તેની પાસેથી હેલ, મજુરી, રેલ્વેખર્ચ સાથે રૂ. ૩૫) લેવાશે.

૩. એ રકમ જો રૂ. ૪૦) થી વધુ થશે તેના પ્રમાણમાં તે વધારાની રકમમાંથી પણ ઓછું લેવાશે.

૧૨. ચરિત્રમાળાનું દરેક વર્ષ પુરૂં થતાં તે પછીના વર્ષનું વાર્ષિક મૂલ્ય પહેલું પુસ્તક વી. પી. થી મોકલીને વસુલ કરવામાં આવશે.

૧૩. ઉપલા કારણથી જેમને બીજા વર્ષથી કે હરકોઈ વર્ષથી ગ્રાહક તરીકે ચાલુ ન રહેવું હોય તેમણે ચાલતું વર્ષ પૂરૂં થતાં સુધીમાં તે વિષે પત્ર લખી અવશ્ય ખબર આપવી જોઇએ, કે જેથી તેમનાપર વી. પી. મોકલાતું અટકે. આ પ્રમાણે ખબર નહિ આપનાર વી. પી. આવતાં પાછું વાળશે તો તેવાઓનાં નામ ગ્રંથમાળાદ્વારા ખુલ્લાં પાડવામાં આવશે, અને તે વી. પી. બાબત ખાતાને પોષ્ટેજ તથા મહેનતનું થએલું નુકશાન તેમણે ભરી આપવું પડશે.

૧૪. નવીન ગ્રાહક થનારે વાર્ષિક મૂલ્ય પ્રથમ મોકલી આપવું, અથવા નીકળેલાં પુસ્તકો વી. પી. થી મંગાવવાં, અને તે સાથે નીચે પ્રમાણે કાર્ડ ભરી મોકલવો અથવા રૂબરૂ આપવો.

'સસ્તુ' સાહિત્ય વર્ધક કાર્યાલય' ની શાખા મુ. અમદાવાદ.

વિ. કે, "ચરિત્રમાળા"ના સંવત ૧૯૬૮ની શરૂઆતથી મને ગ્રાહક ગણી તેનાં કારતકથી હાલ સુધીમાં નીકળેલાં પુસ્તકો વી. પી. થી મોકલી વાર્ષિક મૂલ્ય વસૂલ કરશો; અને પછી પણ દર વર્ષે તેનું પ્રથમ પુસ્તક વી. પી. થી મોકલી વાર્ષિક મૂલ્ય વસૂલ કરતા રહેશો. ગ્રાહક નહિ રહેવું હોય ત્યારે અગાઉથી તમને ખબર આપીશું. (કાચા પૂઠાનાં કે પાકાં પૂઠાનાં તે નીચે લખવું.)

| ગ્રાહક થનારનું પૂરૂં નામ. | ઠેકાણું ______<br>ગામ ______<br>પોષ્ટ ______<br>જીલ્લો ______ | વર્ગ. | વાર્ષિક મૂલ્ય. |
|---|---|---|---|
| | | | |

તારીખ ______ ૧૯૧૨. ગ્રાહકની સહી. ______

## લવાજમની પાવતી.

૧૫. આ ખાતાની મુખ્ય કે શાખા ઑફીસમાં અથવા ખાતાના સત્તા આપેલા માણસને કે એજન્ટને રૂબરૂમાં વાર્ષિક મૂલ્ય આપતી વખતે, ખાતાના છાપેલા નામવાળી તથા વ્યવસ્થાપકની સહી શિક્કાવાળી પાવતી, નાણાં વસૂલ લેનારની સહી સાથેની લેવી જોઇએ

૧૬. મનીઑર્ડરથી વાર્ષિક મૂલ્ય મોકલનારને તે બદલ પોષ્ટ ખાતું તેના નિયમ પ્રમાણે જે પાવતી પહોચાડે છે તે આ ખાતા તરફનીજ પાવતી હોવાથી, બીજી જૂદી પાવતી આપવાનું રાખ્યું નથી.

૨૨. ઉપર પ્રમાણે વર્ગ બદલાવનારનો રજીસ્ટર્ડ નંબર પણ બદલાય છે, અને તે નંબર તે વધારાની પાવતી અથવા બીલમાં જણાવાય છે; માટે તે પછી વ્યવહારમાં તે નવો નંબરજ લખવો.

## પુસ્તકની રવાનગી અને તે ગેરવલ્લે જવા વિષે.

૨૩. ચરિત્રમાળાનું દરેક પુસ્તક તૈયાર થશે તેમ બનતી તાકીદે રવાના કરવામાં આવશે. જે એકજ પુસ્તકનું કદ ૧૨૫ પૃષ્ઠના એક પુસ્તક કરતાં મ્હોટું એટલે કે તેવાં બે કે વધુ પુસ્તક જેટલું થાય તેમ હશે, ત્યારે બનતા સુધી ૧૨૫ પૃષ્ઠના જુદા જુદા ભાગો નહિ બંધાવતાં આખું પુસ્તક ભેગુંજ બંધાઇને રવાના થશે, અને જેટલાં પુસ્તકનું કદ તેનું થશે તેટલાં પુસ્તકના અંક તે ઉપર લખાશે.

૨૪. પુસ્તકો રવાના કરવામાં ગફલત ન થાય તે માટે દરેક ગ્રાહકને તેમનું પુસ્તક પુરતી ચોકશી કરી નોંધી લઇને રવાના કરવાનું રાખ્યું છે; છતાં પોષ્ટમાં ગેરવલ્લે જાય તો તેની જવાબદારી આ સંસ્થાને શિર ગણી શકાય નહિ. તેમ છતાં તે બાબત નીચેની મતલબનો ખરી હકીકતનો પત્ર લખી જણાવવાથી તે પત્ર તે બાબતની તપાસ થવા અર્થે પોષ્ટ ખાતાપર મોકલી આપવામાં આવશે; અને યોગ્ય લાગશે તો ગેરવલ્લે ગયેલું પુસ્તક ફરીથી મોકલાશે.

૨૫. જે પુસ્તક તેના પછી નીકળેલું પુસ્તક મળી ગયા છતાં પણ કોઈ ગ્રાહકને ન પહોંચે, અથવા જે પુસ્તક બીજા ગ્રાહકોને મળી ગયાને પંદરેક દિવસ વીતવા છતાં પણ કોઈ ગ્રાહકને ન પહોંચે, ત્યારેજ અને પોષ્ટવાળાથી તપાસ કર્યા પછીજ, પુસ્તક ગેરવલ્લે ગયાનું અનુમાન કરીને ગ્રાહકે અહીં ખબર આપવાની છે.

પુસ્તક ગેરવલ્લે જતાં ગ્રાહકે લખવાના કાર્ડની નકલ નીચે મુજબ છેઃ—

૧૭. વેલ્યુપેબલથી પુસ્તક મંગાવનારને વેલ્યુપેબલ બૂકપોષ્ટની ઉપર વીંટાળેલા કાગળપર તેનું શિરનામું લખવા ઉપરાંત તેના વાર્ષિક મૂલ્યનું બીલ પણ લખી મોકલવાનું રાખ્યું છે. વેલ્યુપેબલ સ્વીકારનારે તે બીલને પાવતી તરીકે સમજવું.

૧૮. ઉપલામાંના હરકોઈ પ્રકારે મળનારી પાવતી વાર્ષિક મૂલ્ય ભર્યાના દાખલા બદલ જાળવી રાખવી.

## રજીષ્ટર્ડ નંબર.

૧૯. દરેક ગ્રાહકપર પહેલું તેમજ તે પછીનું દરેક પુસ્તક રવાના થશે તેના શિરનામાની સાથે તે ગ્રાહકનો રજીષ્ટર્ડ નંબર પણ જણાવવામાં આવશે. આ નંબર ગ્રાહકને આ સંસ્થા તરફ હરકોઈ કારણે પત્ર લખવો પડતાં તેમાં જણાવવો. આ પ્રમાણે નંબર નહીં લખ્યો હોય તો તે પત્રપર અમલ કરવાનું મુશ્કેલ બનશે અને બનશે તોપણ વખતસર બનશે નહીં.

## વર્ગ બદલવા વિષે, અને ગ્રાહકમાંથી નીકળી જવા વિષે.

૨૦. વાર્ષિક મૂલ્ય ભર્યા પછીથી પાંચ દિવસ સુધીમાં જો પાકાં પૂઠાંવાળા વાર્ષિક રૂ ૩) ના વર્ગમાં જવું હશે, તો તે વિષે ખબર આપવા સાથે, આવેલાં પુસ્તકો જેવી ને તેવી સારી હાલતમાં પાછાં મોકલી આપવાથી પાકા પૂઠાનાં પુસ્તકો વી. પી. થી મોકલી વધારાનું મૂલ્ય વસૂલ લેવાશે.

૨૧. મૂલ્ય મોકલાઈ ચૂકયા પછી પણ કોઈ કારણે કોઇને ગ્રાહકમાંથી નીકળી જવું હશે તો પાંચ દિવસ સુધીમાં તે પુસ્તક પાછું મોકલી આપનારને મૂલ્ય તેના ખર્ચે પાછું મોકલાશે.

૨૨. ઉપર પ્રમાણે વર્ગ બદલાવનારનો રજીસ્ટર્ડ નંબર પણ બદલાય છે, અને તે નંબર તે વધારાની પાવતી અથવા બીલમાં જણાવાય છે; માટે તે પછી વ્યવહારમાં તે નવો નંબરજ લખવો.

## પુસ્તકની રવાનગી અને તે ગેરવલ્લે જવા વિષે.

૨૩. ચરિત્રમાળાનું દરેક પુસ્તક તૈયાર થશે તેમ બનતી તાકીદે રવાના કરવામાં આવશે. જે એકજ પુસ્તકનું કદ ૧૨૫ પૃષ્ઠના એક પુસ્તક કરતાં મ્હોટું એટલે કે તેવાં બે કે વધુ પુસ્તક જેટલું થાય તેમ હશે, ત્યારે બનતા સુધી ૧૨૫ પૃષ્ઠના જુદા જુદા ભાગો નહિ બંધાવતાં આખું પુસ્તક ભેગુંજ બંધાઇને રવાના થશે, અને જેટલાં પુસ્તકનું કદ તેનું થશે તેટલાં પુસ્તકના અંક તે ઉપર લખાશે.

૨૪. પુસ્તકો રવાના કરવામાં ગફલત ન થાય તે માટે દરેક ગ્રાહકને તેમનું પુસ્તક પુરતી ચોકશી કરી નોંધી લઇને રવાના કરવાનું રાખ્યું છે; છતાં પોષ્ટમાં ગેરવલ્લે જાય તો તેની જવાબદારી આ સંસ્થાને શિર ગણી શકાય નહિ. તેમ છતાં તે બાબત નીચેની મતલબનો ખરી હકીકતનો પત્ર લખી જણાવવાથી તે પત્ર તે બાબતની તપાસ થવા અર્થે પોષ્ટ ખાતાપર મોકલી આપવામાં આવશે; અને યોગ્ય લાગશે તો ગેરવલ્લે ગયેલું પુસ્તક ફરીથી મોકલાશે.

૨૫. જે પુસ્તક તેના પછી નીકળેલું પુસ્તક મળી ગયા છતાં પણ કોઈ ગ્રાહકને ન પહોંચે, અથવા જે પુસ્તક બીજા ગ્રાહકોને મળી ગયાને પંદરેક દિવસ વીતવા છતાં પણ કોઈ ગ્રાહકને ન પહોંચે, ત્યારેજ અને પોષ્ટવાળાથી તપાસ કર્યા પછીજ, પુસ્તક ગેરવલ્લે ગયાનું અનુમાન કરીને ગ્રાહકે અહીં ખબર આપવાની છે.

પુસ્તક ગેરવલ્લે જતાં ગ્રાહકે લખવાના કાર્ડની નકલ નીચે મુજબ છે:—

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખા મુ. અમદાવાદ.

વિ. કે, ચરિત્રમાળાનું ______ મું પુસ્તક નામે ______ અત્યાર સુધીમાં મને મળી જવું જોઇયે તે હજી સુધી મળ્યું નથી. બદદાનતથી કે મળ્યા પછી ગેરવલ્લે જવાને લીધે જુજ રકમનું પુસ્તક ફરીથી મેળવવા ઇચ્છનાર, એક ધર્મકાર્યમાં તેટલું નુકશાન કરી દેવા પાપનો ભાગી થાય છે, એ હું સમજું છું. તમે ફરીથી મોકલી આપ્યા પછી જો તે મૂળ પુસ્તક મ્હારા તરફ આવશે તો તે પાછું મોકલીશ.

મ્હારો રજીષ્ટર્ડ નંબર, ______

નામ, ______

ગામ, ______ પોષ્ટ, ______

ઠેકાણું, ______ જીલ્લો ______ તારીખ ______

સહી ______

૨૭. જે ગ્રાહકોને પોતાનું ઠેકાણું મહિનો બે મહિના માટે બદલાવાનું હોય તેમણે તે વિષે પોતાને ત્યાંની પોષ્ટ ઑફીસનેજ લખી બંદોબસ્ત કરી લેવો. વધુ સમય માટે બદલવાનું હોય તેમણે તે વિષે સવળા અહીં લખી જણાવવું.

૨૮. શિરનામું બદલવાનો પત્ર વખતસર ન લખવાથી અથવા તે પત્ર મળ્યા અગાઉ મૂળ શિરનામે રવાના થઇ ચૂકેલું પુસ્તક મોડું પહોંચે અથવા ગેરવલ્લે જાય તો તેનો દોષ આ ખાતાને શિર નથી, માટે નવું ઠેકાણું અહિં લખવા સાથે પ્રથમની પોષ્ટને પણ લખવું.

### વ્યવસ્થાનું ઠેકાણું.

૨૯. ચરિત્રમાળા છપાવવાની તથા પોષ્ટ કરવાની વ્યવસ્થા આ સંસ્થાની અમદાવાદની શાખામાં રહેશે; માટે ગ્રાહકોએ તે સંબંધી સર્વ પત્ર વ્યવહાર નીચેને શિરનામે રાખવો.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયની શાખાના વ્યવસ્થાપક.
મુ. અમદાવાદ.

૩૦. તળ મુંબઈના ગ્રાહકો માટે ચરિત્રમાળાની વ્યવસ્થા મુંબઈમાંની આ સંસ્થાની મુખ્ય ઑફીસમાં (**કાલબાદેવી રોડપર ભાંગવાડીને નાકે** આવેલા **હાથીબિલ્ડીંગમાં ત્રીજે માળે**) રાખેલી હોવાથી તેમણે તેજ ઠેકાણે સર્વ વ્યવહાર રાખવો.

૩૧. ઉપલા નિયમોમાં ફેરફાર કરવાનો હશે ત્યારે તે વિષે અગાઉથી ખબર આપવામાં આવશે.

# ચરિત્રમાળાદ્વારા આપવા ધારેલાં ઉત્તમ ચરિત્રોમાંનાં થોડાંકની યાદી.

**શ્રી બુદ્ધચરિત્ર અને ઉપદેશ.** (ચરિત્રમાળાના પહેલા અને બીજા પુસ્તક દાખલ પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે) પૃષ્ઠ શુમારે ૨૮૦ છે. છૂટક મૂલ્ય ૦-૭-૦ પાકું પૂઠું ૦-૧૦-૦ પોષ્ટેજ માફ.

**વીરમંડળ,** (દેશ વિદેશના વીરો અને વીરાંગનાઓનાં ચરિત્રો.)

**કોંગ્રેસ ચરિત્રાવળી,** (પ્રમુખો તથા અગ્રેસરોનાં ચરિત્રો.)

**સોનેરી કામો,** (ઇંગ્રેજીપરથી ભાષાંતર થાય છે.)

**મહાન્ પુરૂષોની માતાઓનાં** જીવનચરિત્રોનો સંગ્રહ.

**ભારતનાં સ્ત્રીરત્નો,** (છપાય છે.) લેખક રા. રા. શિવપ્રસાદ દલપતરામ. પંડિત. આ પુસ્તક જુદાં જુદાં માસિકો, પુસ્તકો અને ઇતિહાસોપરથી હાલ નવીનજ રચાયું છે. એનો પ્રથમ ભાગ ૪૦૦ કે ૫૦૦ પૃષ્ઠ જેટલો થોડા સમયમાં બહાર પડશે.

**સાધુ ચરિત્ર પ્રકાશ,** (દેશ વિદેશના સાધુ પુરૂષોનાં ચરિત્રો.)

**સ્વ૦ રાનડેનું ચરિત્ર,** (તેમનાં પત્નીનું લખેલું.)

**ડૉ૦ આનન્દીબાઇ જોશીનું** વિસ્તૃત ચરિત્ર.

**શ્રીકૃષ્ણચરિત્ર, રામચરિત્ર, ગૌરાંગચરિત્ર, સ્વામી શ્રી વિવેકાનન્દનું ચરિત્ર, સ્વામી શ્રી રામતીર્થનું વિસ્તૃત ચરિત્ર,** એ શિવાય સ્વ. **નારાયણ હેમચંદ્ર**દ્વારા પ્રસિદ્ધ થયેલાં તથા બીજાં અનેક ઉત્તમ અને ઉપદેશદાયક ચરિત્રો ચરિત્રમાળામાં છપાશે.

# આમંત્રણ.

આ પ્રમાણે ઉત્તમ ચરિત્રોની યોજનારૂપી માનસિક ભોજનની, રુચિકર અને હિતકારક વિવિધ વાનીઓથી ભરપૂર પત્રાવળી તૈયાર કરીને, તેનાં ભોગી ભાઇ બ્હેનોને તે આરોગવા માટે પ્રેમપૂર્વક આમંત્રણ આપવામાં આવે છે.

સ્થૂલ શરીરનાં અન્ન વસ્ત્રાદિ માટે કરાતા સેંકડો અને હજારોના ખર્ચ સાથે સરખાવતાં આ ઉત્તમ વાંચનરૂપી માનસિક ખોરાકના લાભો કેટલા બધા વિશેષ છે, એ વાત કોણ નહિ સમજતું હોય ?

આ માનસિક ખોરાક એકાદ ટંક, દિવસ, માસ, વર્ષ કે પચીસ વર્ષેજ નહિ, પરન્તુ આ જન્મ અને પરજન્મપર્યન્ત પોતાને, કુટુંબને અને મિત્રવર્ગને કદી ભૂંસાય નહિ એવા શુભ સંસ્કારોને પ્રકટાવનારો અને પોષનારો છે; તો તે ખાતે વાર્ષિક જુજ રકમનો ખર્ચ શું વિસાતમાં ગણાય? દરેક ગરીબ મનુષ્યે પોતાના અન્ન વસ્ત્રાદિના ખર્ચમાંથી રૂપિયે એકાદ આનો પણ આ અધિક કલ્યાણકારી ખોરાક ખાતે ખર્ચવોજ જોઇએ. વાંચનાર બંધુઓ અને બ્હેનો ! આ સલાહ તમારે ગળે ઉતરશે ? તમારી સેવાની ખાતર મહા મહેનતે યોજાતી, આવી, તમારા ખાસ હિતની–થોડા ખર્ચમાં બહોળું વાંચન પૂરૂ પાડનારી–યોજનાઓનો લાભ લેવાની અગત્ય તમને સમજાશે ?

મહાનકૃપાળુ સર્વેશ્વર પ્રભુની કૃપાનો લાભ લેવાને અને તેના હિતાવહ નિયમોને સમજી–અનુસરીને સર્વ પ્રકારનું હિત સાધવાને દરેક પ્રાણી સમર્થ થાઓ, એ આકાંક્ષાપૂર્વક ૐ તત્સત્.

| | |
|---|---|
| માર્ગશીર્ષ, સં. ૧૯૬૮. | ભિક્ષુ–અખંડાનંદ. |
| ડિસેમ્બર સન ૧૯૧૧. | 'મંત્રી' સ. સા. વ. કાર્યાલય. |

અમદાવાદમાં ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

લાવવાનું કામ પંડિતને સોંપ્યું. પંડિત ત્રીસચાલીશ માણુસોને પકડી લાવ્યો પણ સવારે તો અમે એક માંજી જોયો નહિ. બીજે દિવસે પણ એટલાંજ માણુસોને પકડી લાવ્યો અને સવારે ચાર માણુસો રહ્યાં. બીજાં કયાં ગયાં? અગાડીને દિવસે લાવેલ માણુસમાંથી કામ કરવા એકે કેમ ન આવ્યું? અમે પંડિતને કહ્યું હતું કે અમે એ લોકોને પૈસા આપીશું પણ પંડિતો ગરીબ લોકોને એક પાઈ પરખાવતા નથી. જે લોકોને તે પકડી લાવ્યો હતો તેઓમાંના દરેક પાસેથી તેણે પા પા અડધો અડધો રૂપીયો લઈ છોડી મૂક્યા. આ લોકો આવી રીતે પંડિતોનાં ગજવાં શા માટે ભરે છે? રાજ્યમાં કર્તા હર્તા પંડિતોજ છે. તેની સામેની ફરિયાદ કોઈ સાંભળે નહિ. માંજી લોકો ગરીબ અને અણુસમજુ, તેઓ બિચારા સાથે છપનના પાટા પડે છે. તેઓની સ્થિતિ ગુલામ કરતાં પણ વધારે ખરાબ છે. પંડિતો વેઠે કામ કરાવે છે, કામ ન કરે તો માર મારે છે. આવો એક માંજી અમારી હોડી ખેંચતો હતો તેણે અમને આ બધી વાત કરી. એ શિવાય પણ આ વાત સાચી માનવાને અમને ઘણાં કારણો મળ્યાં હતાં. એક વખત તો અમે માંજી લોકોને ભાગી જતા, આ પંડિતને તેની પાછળ પડતાં, અને માર મારતાં નજરે જોયો. ત્યાર પછી અમે પંડિતને કહી દીધું કે હવેથી કોઈ માંજીને લાવવો નહિ, અને અમારૂં કામ કરવા આણેલા બિચારા ગરીબ માંજીઓને ખુશી કરી ઘેર જવા દીધા.

શ્રીનગરના ધોરી રસ્તા, એ જેલમ નદી અને તેના ફાંટા છે. આથી ગાડી અને ઘોડાને બદલે વગર રંગેલી કિસ્તીનો ઉપયોગ કરવામાં આવે છે. જો કે શ્રીનગરને કુદરતી બક્ષીસ ઘણી સારી

લાવવાનું કામ પંડિતને સોંપ્યું. પંડિત ત્રીસચાલીશ માણસોને પકડી લાવ્યો પણ સવારે તો અમે એક માંઝી જોયો નહિ. બીજે દિવસે પણ એટલાંજ માણસોને પકડી લાવ્યો અને સવારે ચાર માણસો રહ્યાં. બીજાં ક્યાં ગયાં? અગાડીને દિવસે લાવેલ માણસમાંથી કામ કરવા એકે કેમ ન આવ્યું? અમે પંડિતને કહ્યું હતું કે અમે એ લોકોને પૈસા આપીશું પણ પંડિતો ગરીબ લોકોને એક પાઈ પરખાવતા નથી. જે લોકોને તે પકડી લાવ્યો હતો તેઓમાંના દરેક પાસેથી તેણે પા પા અડધો અડધો રૂપીયો લઈ છોડી મૂક્યા. આ લોકો આવી રીતે પંડિતોનાં ગજવાં શા માટે ભરે છે? રાજ્યમાં કર્તા હર્તા પંડિતોજ છે. તેની સામેની ફરિયાદ કોઈ સાંભળે નહિ. માંઝી લોકો ગરીબ અને અણસમજુ, તેઓ બિચારા સાથે છપનના પાટા પડે છે. તેઓની સ્થિતિ ગુલામ કરતાં પણ વધારે ખરાબ છે. પંડિતો વેઠે કામ કરાવે છે, કામ ન કરે તો માર મારે છે. આવો એક માંઝી અમારી હોડી ખેંચતો હતો તેણે અમને આ બધી વાત કરી. એ શિવાય પણ આ વાત સાચી માનવાને અમને ઘણાં કારણો મળ્યાં હતાં. એક વખત તો અમે માંઝી લોકોને ભાગી જતા, આ પંડિતને તેની પાછળ પડતાં, અને માર મારતાં નજરે જોયો. ત્યાર પછી અમે પંડિતને કહી દીધું કે હવેથી કોઈ માંઝીને લાવવો નહિ, અને અમારૂં કામ કરવા આણેલા બિચારા ગરીબ માંઝીઓને ખુશી કરી ઘેર જવા દીધા.

શ્રીનગરના ધોરી રસ્તા, એ જેલમ નદી અને તેના ફાંટા છે. આથી ગાડી અને ઘોડાને બદલે વગર રંગેલી કિસ્તીનો ઉપયોગ કરવામાં આવે છે. જો કે શ્રીનગરને કુદરતી બક્ષીસ ઘણી સારી

મળેલી છે તોપણ ત્યાંના રહેવાશી ગંદા, ગરીબ અને જંગલી જેવા હોવાને લીધે તેનો ઉપયોગ કેમ કરવો તે સમજતા નથી. શહેર ઘણું જ ગંદું છે. સ્વચ્છતા એટલે શું? એ થોડાજ સમજે છે. ગરીબનાં ઝુંપડાં, તવંગરનાં ઘર, તેમજ મહારાજાના મહેલપર નળીઆંને બદલે ઘાસથી છવાએલાં માટીનાં છાપરાં હોય છે. તફાવત માત્ર એટલોજ છે કે, શ્રીમંત્ લોકો ઘાસ કપાવી લીલા ગાલીચા જેવો છાપરાનો દેખાવ રાખે છે અને ગરીબ લોકો તેમ કરી શકતા નથી. મહારાજાની કિસ્તી પણ વગર રંગેલી અને ગંદી હોય છે, તો પછી ગરીબ માંઝીની શી વાત કરવી? ઘરને કોઈ ગણ મરામત કરાવતું નથી, તેથી શહેર ખંડેર જેવું દેખાય છે.

શ્રીનગરમાં ૧૦૦૦૦૦ માણસની વસ્તી છે, તેમાં બે ભાગ મુસલમાનના છે, અને એક પંડિતનો છે. સ્ત્રી પુરૂષો ઘણાં ખુબસુરત, દેખાવડાં અને કદાવર છે પણ શરીર અને કપડાં હમેશાં ગંદાંજ હોય છે. મુસલમાન વર્ગ વેપાર અને બીજાં કામ કરી રોજગાર ચલાવે છે. મુસલમાનનો થોડોજ ભાગ રાજ્યકારભારમાં નોકરી પર છે કારણ કે સત્તા પંડિતોના બાપનીજ છે. ઇશ્વર કૃપાથી હવે તે સત્તામાં દિન પ્રતિદિન ઘટાડો થતો જાય છે.

કાશ્મીરના મહારાજા પ્રતાપસિંહજીને કામકાજમાં અભિપ્રાય પુછવામાં આવે છે અને એમના જ હુકમથી રાજ્યનો બધો કારભાર ચાલે છે. એવો દેખાવ મહારાજાના નાનાભાઈ અમરસિંહજીએ રાખ્યો છે પણ કર્તા હર્તા એક કૌન્સિલ છે. કૌન્સિલના પ્રેસિડંટ અમરસિંહજી છે. ખુદ મહારાજા રાજ્યમાં ઘણું થોડું ધ્યાન આપે છે. અહીં ગવરમેન્ટ તરફથી એક રેસીડન્ટ રહે છે, એમની પણ

રાજ્યમાં સારી સત્તા છે. મહારાજાના બીજા ભાઈ રામસિંહજી જે અમરસિંહજીના કરતાં મ્હોટા છે તે સેનાધિપતિ છે. પોતાના લશ્કરી કામ શિવાય બીજા કોઈ કામમાં વચ્ચે પડતા નથી.

કાશ્મીરમાં દરેક માણસ પારસીના ગોર જેવી સફેદ પાઘડી બાંધે છે. વિવાહ પ્રસંગમાં પણ આ રંગ બદલાતો નથી. વરરાજા પણ તેજ રંગની અને તેવીજ પાઘડી બાંધે છે. સાધારણ માણસો સુરવાળ પહેરે છે. શરીર પર બદન અને તેના પર એક લાંબો પગની ચૂંટિ સુધી નીચો લટકતો ઝભ્ભો પહેરે છે. આ ઝભ્ભાની બાં ઘણી લાંબી અને પકતી હોય છે તેથી હાથ બિલકૂલ બહાર દેખાતા નથી. કામ કરવું હોય ત્યારે બાંને ઉંચી ચડાવી બેવડી કરી લે છે. કેટલાએક પંડિતો સુરવાળ પહેરે છે અને ઘણા માત્ર લંગોટી જ રાખે છે, કેમકે ઝભ્ભો ઘણોજ લાંબો હોય છે. હવે કેટલીક જગ્યાએ કોટ પેંટલુન પણ નજરે પડે છે. સ્ત્રીઓ, પુરૂષ જેવાંજ કપડાં પહેરે છે પણ માથે એક સફેદ વ્હોરાના જેવી ટોપી ઘાલે છે. આ અતિશય બેડોળ લાગે છે. ઘરેણાં બહુજ થોડાં રાખે છે.

શ્રીનગરની હવા વિલાયતના જેવી છે. કેટલાકનો મત એવો છે કે મદિરાપાન કાશ્મિરમાં ન કરે તો માણસને હરકત થાય અને માણસ હમેશાં નાહી શકે નહીં. આમ કહેનારા દારૂના શોખી, આળસુ કે અજાણ્યાજ હોવા જોઈએ. વિલાયતમાં તેમજ કાશ્મીરમાં એવા માણસો ઘણા છે, જે મદિરાનો સ્પર્શ પણ કદી કરતા નથી. અમે હમેશાં નિયમસર કાશ્મીરમાં વગર હરકતે નાહી શકતા, મદિરા પીવાની કોઈ પણ વખતે કોઈને જરૂર પડી નહોતી અને આનંદથી બહાર હરીફરી શકતા હતા.

કાશ્મીરમાં મુસાફરી કરનાર માણુસને કઈ કઈ બાબતની જરૂર પડે છે તે અમે પુરૂં જાણી શક્યા નથી. કારણ કે અમે કાશ્મીરનો ઘણોજ થોડો ભાગ જોઇ શક્યા હતા તોપણ અમને નીચેની વસ્તુઓની ઘણી જરૂર પડી હતીઃ—

૧—ગરમ કપડાં, ઓઢવાને શાલો અથવા બંડુસ.

૨—સંકેલાય તેવા પલંગો અને નાનાં પાતળાં ગાદલાં.

૩—પાયખાનાનો તંબુ. જે માણુસ હોટેલ અથવા ડૉક બંગલામાં ન ખાઈ શકતો હોય તેણે એક બીજો રસોડાનો તંબુ પણ રાખવો જોઈએ. એક બે દિવસનું સીધું પણ સાથેજ રાખવાની જરૂર છે. દરેક મુકામે મજાના ડૉક બંગલા છે. તેમાં હોટેલની માફકજ જમવાની અને રહેવાની સારી સોઈ છે. જ્યાંથી જેલમ નદી પર કિસ્તીમાં મુસાફરી કરવી પડે છે ત્યાંથી સીધું સાથે રાખવાની ઘણીજ જરૂર છે. માંજી લોકો ઘણાજ સારા માણુસો છે. નોકર કરતાં પણ વિશેષ અજ્ઞાંકિત છે, વળી ભલા અને હાથના ચોખ્ખા છે, આ લોકો મુસલમાન છે અને રાંધી પણ આપે છે; જેને મુસલમાનોના હાથે રાંધેલું ન ખપતું હોય તેણે રસોયા સાથે રાખવા જોઇએ.

૪—કાશ્મીરમાં અમે ભેંશો ક્યાંઈ જોઈ નહિ. દૂધ ગાયોનું મળે છે. ઘી અને માખણુ આળા ચામડામાં ભરી રાખે છે તેથી ઘણાંજ ખરાબ, કડવાં અને દુર્ગંધી હોય છે, અમને ઘી અને માખણુ વિના ઘણી અડચણુ પડી હતી. કાશ્મીરના દરેક મુસાફરે આ બે ચીજો હમેશ સાથે રાખવી.

રાવળપીંડીથી બારામુલ્લાં ટાંગા ભાડે મળી શકે છે. આ ઉત્તમ વાહન છે. તે અમને મળી શક્યું નહીં; કારણ કે વાયસરોયને માટે બધા ટાંગા રાખેલા હતા, અમે ફેટન ગાડીમાં બારામુલ્લાં સુધી ગયા. સામાન અને માણસોને માટે એકા ભાડે કર્યા હતા, આ એકાના ટટ્ટુ ઘણાજ ખરાબ હોય છે. એકા નાના અને ખળભળી ગયેલ હોય છે અને હાંકનાર બેદરકારી હોય છે. જો સામાન પંદર અથવા સોળ દિવસ અગાડીથી ચલાવી શકાય તેમ હોય તો ગાડાં અથવા કરાંચીઓ પણ મળે છે, આ કરાંચીના બળદોને રાશ હોતી નથી પણ હાંકનાર લાકડીથી બળદને ડાબી જમણી તરફ વાળે છે. પર્વત પરના આડા અવળા અને સાંકડા રસ્તામાં આ ભયંકર છે.

કાશ્મીરમાં જવાનો ખરો વખત વસંત જ છે. એ ઋતુમાં હિમાલયમાંથી ઉતરતી, પછડાતી, ઉછળતી નદીઓ ઘણાજ જોસથી વહે છે. પર્વતો ઝરણથી છલકાતા દેખાય છે. ડુંગરો અને ખીણો પર વનસ્પતિના ગાલિચા પથરાઈ ગયેલા હોય છે. વળી ટાઢ પણ ઓછી હોય છે. જે ઋતુમાં અમે કાશ્મીર ગયા તેમાં ફળફુલાદિ ઉલી ગયાં હતાં અને ઠંડી પણ સખત હતી. વાઇસરોય તેજ વખતે કાશ્મીરમાં હતા તેથી હમારા ધારવા પ્રમાણે અમે જઈ શક્યા નહીં. રાવળપીંડીમાં અમારે લગભગ બાર દિવસ પડયું રહેવું પડયું. અમારે આખો હિંદુસ્થાન છ માસમાં જોવાનો હતો અને કાશ્મીરમાં ઘણી ટાઢ હોવાને લીધે અમને વધારે રોકાવું અને વધારે જોવું પરવડયું નહીં. આમ થવાથી અમે નાગાપર્વત, માનસબલ, માર્તંડ, આવંતિપુરનાં મંદિરો, અનંગનાથ, ઇસ્લામાબાદ અને પૃથ્વીના સ્વર્ગ જેવા કાશ્મીર દેશના એવાજ બીજા અતિ રમણીય પ્રદેશો જોઈ શક્યા નહીં.

કાશ્મીરની ખુબસુરતી અને મુશીબતો વિષે અમે જેવું વાંચ્યું હતું અને તેથી અમારા મનમાં જેવી કલ્પના હતી તેવું અમે અનુભવ્યું નહીં, તોપણ એ દેશ સ્વર્ગનું પ્રતિબિંબ છે, અને ત્યાં જવું કઠીન અને જરા જોખમ ભરેલું છે તેમાં તો કાંઈ શકજ નહીં. અલબત મુસિબત વિના સ્વર્ગનાં દર્શન કયાંથી થાય ?* ખુબસુરતી ઓછી લાગી તેનું કારણ તો એટલુંજ હશે કે અમે ગયા તે સારી ઋતુ નહોતી, અમે બહુજ થોડું જોયું અને જે કાંઈ જોયું તે પણ ઉતાવળથી. મુસિબત ઓછી પડી તેનું કારણ

---

* એ વાકય વાંચી મને બંગાળી બાઈ શ્રી તોરૂદત્તે આવા જ વિચાર, પોતે લખેલી "The Royal Ascetic and the Hind" એટલે "રાજર્ષિ અને મૃગી" નામની કવિતામાં બતાવેલ છે. તેમાંથી નીચેનો ફકરો આપણા અંગ્રેજી જાણનારા વાંચકો માટે દાખલ કરૂં છું:—

"Not in seclusion, not apart from all
Not in a place elected for its peace
But in the heat and bustle of the world
'Mid sorrow, sickness, suffering and sin
Must he still labour with a loving soul
Whe strives to enter thro' the narrow gate"

એ બંગાળી બાઇ આ દેશમાં પેદા થયેલાં સ્ત્રીરત્નોમાં પહેલો નંબર પામે એવાં વિલક્ષણ બુદ્ધિવાળાં હતાં. અમારાં દુર્ભાગ્યે એ પૂરાં વીશ વર્ષ જીવવા પામ્યાં નહીં તોપણ આટલી નાની ઉમ્મરમાં બંગાળી સંસ્કૃત વિગેરે દેશી ભાષામાં તેમજ અંગ્રેજી ભાષામાં Sheaf gleaned from French Field" વિગેરે જેવા પંડિતમાન્ય સરસ અને માર્મિક મોટા ગ્રંથો તેણે લખેલા છે.

N. B. I.

રહેનારી આપણી ગઈ કાલની **મીરાંને** કે હજારો વિકટ મામલાઓમાં સમાન–પ્રફુલ્લ–શાંત–હૃદય કૃષ્ણને પૂછી જુવો કે તેઓ આજે જરા **સ્વર્ગ** જોવા પધારશે ? તમે કેવા ઉત્તરની આશા રાખો છો ? હું તો ધારૂં છું કે અમને એવો વ્યર્થ કાલક્ષેપ કરવા શા માટે બોલાવો છો ? એજ ઉત્તર મળશે. પરંતુ **સ્વીડનબોર્ગ સ્વર્ગ નરક** જોવા ગયો તેની ખાતર તેનાપર કશો પ્રહાર કરવાની જરૂર નથી. એ ઇચ્છા પણ નથી. પરંતુ આપણે સિદ્ધ **સ્વીડનબોર્ગના** અને ક્રિશ્ચિયાનિટિના લક્ષ્યથી હું માનું છું તેમ ઉચ્ચતર એવું શ્રી કૃષ્ણનું અને વેદાંતનું અને ભક્તિમાં ગોપીનું લક્ષ્ય અત્ર જોવાનું છે, અને એ બંનેનો મુકાબલો કરી જોવાનો છે, અને તેથી આ અને આવું લખાય એ ઉપયોગનું છે. એ પણ કહીજ લેવું જોઇએ કે જેમ **સ્વીડનબોર્ગ** એક તરફ રાગી હતો તેમ હું બીજી તરફ રાગી છું. ઇનસાફ તો કોઈ અન્યે આપવો જોઇએ.

(૬) **સ્વીડનબોર્ગના** સ્નેહની વાત ઉપર ઉતર્યા પહેલાં હજુ એક બે વાત બીજીજ કહેવાની છે. દુનિયાનો મ્હોટો ભાગ અત્યારે એમ માનતો દેખાય છે કે વિશ્વ સુધરતું ચાલે છે. **સ્વીડનબોર્ગ** માને છે કે વિશ્વ અત્યારે તો બહુજ ઝડપથી બગડતું ચાલે છે, પણ બહુ સમયથી–કેટલાએ યુગોથી–બગડતુંજ આવ્યું છે. તે મ્હારાથી તો ઉલટુંજ કહે છે કે પ્રથમ વિશ્વ સુવર્ણ હતું, પછી રૂપું બન્યું અને પછી ત્રાંબુ અને પછી લ્હોડું અને હાલ ધૂલ છે. લ્હોડું અને ધૂલ એટલે એક ખરાબ નરક અને બીજું એથી વધારે ખરાબ નરક. **સ્વીડનબોર્ગ** સાચો હોય તો–વિશ્વ બગડતું જાય છે તો–એને એટલી બધી નિરાશા આવી જવી જોઇએ કે એ પોતે આ બધું શી રીતે ? કોને માટે ? શા અર્થે લખી શકયો ? વિશ્વ મલિન થતું

જાય છે, એમ કહેવું, એ પ્રભુનો પ્રવાહજ મલિન થતો જાય છે, એમ કહેવા જેવુંજ શું નથી ? અને એ પ્રવાહેજ બિગાડ શરૂ કર્યો હોય, વિશ્વ ઉત્પન્ન થતાંજ ધ્વંસના કાળમાં હોય તો પછી ઉન્નતિની આશા ક્યાં ? સ્વીડનબોર્ગની ભવ્યતામાં કોઈ વિચારમાં એ ભવ્યતાથી એકદમ જૂદી પડી જાય એવી કેટલીક ખારાશ એટલી બધી આવી જાય છે કે તેને માનતાં વિશ્વ અને એની ઉત્પતિ, સ્થિતિ અને નાશ, એ ત્રણે અવસ્થા દયાપાત્ર અને એ ગતિશક્તિ ક્રૂર બની જાય છે. એ ખારાશ વળી એ મીઠા મેળથી એટલી બધી જૂદી પડી ગયેલી સ્પષ્ટ દેખાઈ આવે છે કે એ ટકોરો કોઈ પણ શ્રવણને બસુરો લાગ્યા વિના રહેશે નહિ.

(૭) ક્રાઇસ્ટને પ્રભુપુત્ર, કે એ પિતા અને પુત્રના અદ્વૈતને લીધે પ્રભુ, ન માનનારને માટે સ્વીડનબોર્ગ મૃત્યુ પછી બહુ ઉચ્ચસ્થાન આપી શકતો નથીઃ અથવા વધારે સાચું કહેતાં તેને જે દર્શન થયું છે તે ઉપરથી તેની માન્યતા એવી થઈ છે. સ્વીડનબોર્ગ માને છે કે જે ક્રિશ્ચિયન નથી તેમાં અમુક ઉચ્ચતા સંભવતીજ નથી ! મિસિસ એનિબિસેંટે હાલમાં જેમ અન્ય ધર્મોનું ખૂબ અવલોકન કરી એક ધર્મ સ્વીકાર્યો છે તેમ સ્વીડનબોર્ગે કર્યું હોત તો કદાચ તે કહી ગયો છે તેથી બહુ વધારે વિશાલ એવું કાંઇક કહી ગયો હોત. ક્રાઇસ્ટપર એટલો બધો ભાર શા માટે ? શું બુદ્ધ દયામાં અને બધી રીતે ક્રાઇસ્ટ નથી ? અને રામ ! અને કૃષ્ણ ! એ બધા આત્માઓ—પ્રભુના અવતારો—શું આ પૃથ્વીપર સરખોજ મહાન્ તેજસ્વી પ્રવાહ આપી અને મૂકી ગયા નથી ? અને આપણે તો સ્નેહનીજ વાત કરવા બેઠા છીએ, સ્નેહનુંજ પુસ્તક પાસે પડયું છે, અને સ્નેહનીજ દૃષ્ટિથી જોવાનું છે, તો એમ પણ કાં ન માનીએ કે

મ્હારાજ હૃદયની ભાવનાની કોઈ પવિત્ર મૂર્તિ, મ્હારીજ માશૂક, મને ક્રાઇસ્ટ અને બુદ્ધ જેવોજ પવિત્ર પ્રવાહ આપી શકે છે, અને આપ્યા કરે છે ! ક્રાઇસ્ટ પ્રભુનો પુત્ર અથવા આપણાં શાસ્ત્ર જેને પ્રભુનો અવતાર કહે છે તે હોય; પણ એવા બીજા અનેક અવતારો હોય, સરખા પૂજ્ય અને પવિત્ર હોય અને સરખીજ રીતે તેઓનું પરમાત્મા સાથે અદ્વૈત હોય. 'જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે હું આવું છું' એમ કહેતા પ્રભુના ઘણા અવતારોની આ સંસારને ગરજ છે, અને કૃપાળુ પ્રભુ આપણે માટે ઘણી વખ્ત આવે છે. અને એથી પણ વધારે : દરેક હૃદય માટે એકેક અવતાર નથી શું ? આશકને માશૂક એ પ્રભુનો અવતારજ છે. આશકની માશૂક પ્રત્યેની પૂજા પ્રભુ સ્વીકારેજ, કેમકે પ્રભુ જેવી સાચી ભાવનાની મૂર્તિ છે તેવીજ માશૂક એ પ્રભુ તરફની માનવીને અને દેવને સાચી ભાવનાની મૂર્તિ છે. સ્વીડનબોર્ગનું આ પુસ્તક પોતે એ ભાવનાની કેવી સાક્ષાત્ પવિત્રતા છે ! પરંતુ માશૂક કે રામ કે ક્રાઇસ્ટ, એ સરખાંજ છે, એમ સ્વીડનબોર્ગ માની શકતો નથી; અને બીજા અવતારો કરતાં પણ ક્રાઇસ્ટને ઉંચો લેઇ જવામાં મને તો એ હૃદયની વિશાલતામાં કાંઈક સંકોચ જેવું લાગે છે.

(૮) એ સંકોચ પરમાત્માના પ્રવાહને જરાક સ્થૂલ બનાવી દેવામાંથી જન્મ્યો છે. છતાં સ્વીડનબોર્ગની પરમાત્માની કલ્પના બહુજ સુંદર છે, અને મને તો એવા સ્પષ્ટ વિચારો આ પ્હેલીજ વખત મળ્યા છે. તેણે એક સ્વર્ગનો સૂર્ય જોયો છે, જેની ઉષ્માસ્નેહ છે, અને પ્રકાશ જ્ઞાન છે. જ્ઞાન, સત્ય, શ્રદ્ધા અને પુરુષ, એ તે સૂર્યનો એક પ્રવાહ છે, અને સ્નેહ, હિત, દયા અને સ્ત્રી, એ તેનો બીજો પ્રવાહ છે. આ બે પ્રવાહમાંથી વિશ્વની ઉત્પત્તિ અને અનંત ઉત્પત્તિ

પરંપરા એટલે સ્થિતિ છે. એ સૂર્યથી પોષાતા આપણા સ્થૂલ સૂર્યો છે, જે સ્થૂલ અગ્નિના બનેલા છે. એ મૂલ સૂક્ષ્મ સૂર્યની જે જેટલું પાસે તે તેટલું શ્રેષ્ઠ અને એ બંને પ્રવાહ તેનાપર જથ્થામાં અને પ્રકારમાં વધારે પ્રબલ અને વધારે પવિત્ર. સ્વર્ગના એ સૂર્યની વચ્ચે પરમાત્મા વિરાજે છે, જે એ સૂર્યનું અને સૌનું કારણ છે, અને જે એ બંને પ્રવાહનું એટલે જ્ઞાન અને સ્નેહનું પૂર્ણ લગ્ન છે, અથવા ક્રાઇસ્ટ છે. બીજાં બધાં એટલે દેવનાં અને આપણાં લગ્ન, એ તે લગ્નની કૃપા છાયામાં છે, અને એ લગ્ન અથવા એ સૂર્યની જે જેટલું વધારે પાસે તે તેટલું વધારે ગાઢ લગ્ન છે. 'લગ્ન' એ પરમાત્માની વૃત્તિ છે, અને લગ્ન એ વિશ્વનો હેતુ છે. પરમાત્માનો પ્રવાહ લગ્નમાંથીજ મળી શકે છે, અને તે સંસારનો સારો ભાગ લેતો ચાલ્યો જાય છે, ચડતો જાય છે. સ્વીડનબોર્ગના સ્વર્ગ-તરફના એટલે વિશ્વના ઉચ્ચાર્ધ-ભાગનો આ નકશો છે. તેના નરક તરફના એટલે નીચલા ભાગનું આપણે હમણા કામ નથી. થોડા ફેરફાર સાથે પરમાત્માનો અને પરમાત્માના એ પ્રવાહનો વિચાર મને માન્ય છે.

(૯) આ પુસ્તક વાંચ્યા પછી મ્હારી અગાડીની માન્યતાનેજ વધારે પ્રકાશ મળતાં હું અત્યારે જે માનું છું તે પ્રમાણે આપણે આટે 'પ્રભુ' એવું કાંઇ ભક્તિ અને જ્ઞાનથી જૂદું છેજ નહીં. ભક્તમાં કાંઇ નથી અને ઇષ્ટમાં કાંઈ નથી, પણ જે ચમત્કાર, રસ, પ્રકાશ, સિદ્ધિ કે કાંઇ છે તે ભક્ત અને તેના ઇષ્ટ વચ્ચેના કે જ્ઞાની અને તેના લક્ષ્ય વચ્ચેના ભક્તિ અને જ્ઞાનના પ્રવાહમાં છે. આમ છે, કેમકે પ્રભુ એક સ્થાને નથી, પણ જ્યાં જ્યાં જેટલું પ્રભુ જેવું, ત્યાં ત્યાં તેટલો એ છે; છતાં સ્વીડનબોર્ગે જે ચક્રો ગોઠવ્યાં છે તે જૂઠાં નથી. ખરૂંજ છે કે પ્રભુનો પ્રકાશ અમુક સ્થાન કરતાં અમુક

સ્થાને વધારે છે. પરંતુ એ પ્રવાહ પાણીનો સ્થૂલ પ્રવાહ નથી. તેને ગમે તેટલે દૂરથી ખેંચી શકાય છે. સ્વર્ગમાં સ્થાનનાં અંતરો ઇચ્છાની પ્રબલતા પ્રમાણે ઓછાં વધારે હોય છે, એટલે તેના આભાસ માત્ર હોય છે, તેનું પણ એજ કારણ છે. સ્વર્ગ સૂક્ષ્મ ભૂમિકા છે, કેમકે તે પરમાત્માના પ્રવાહ જેવી કાંઈક સૂક્ષ્મ છે. વ્હાલાંને મળવાની ઇચ્છા થતાંજ સ્વર્ગમાં વ્હાલાંને મળી શકાય છે, કેમકે સ્વર્ગ પરમાત્માના પ્રવાહ જેવું લગ્નની ઇચ્છાને અનુકૂલ છે. પરંતુ દેવ સ્વર્ગનાજ આત્માઓને આમ ખેંચી શકે છે, સ્વર્ગમાંજ દેવ જીવી શકે છે, કેમકે તેના પ્રાણને એટલાજ દેશ સાથે સામ્ય છે. જેટલામાં જેનું સામ્ય તેટલું તેનું પોતાનું છે અને તે પોતે તેનોજ છે, તેટલામાંજ એનો વિહાર છે અને તેટલામાંજ તેનું જીવન છે. પ્રભુ એક સ્થાને નહિ પણ બધે છે, કેમકે તેનો વિહાર પણ બધે છે; તેને બધું સામ્ય છે; તે સૌનો છે અને તેનું સૌ છે; તેનું જીવન એજ સૌનું જીવન છે અને તેથીજ તે સર્વ વ્યાપક છે. તેનો પ્રવાહ પૂર્ણ સૂક્ષ્મ છે. પૃથ્વી અને સ્વર્ગ જેવાં ન્યુનાધિક પવિત્ર ચક્રો હોવાનું કારણ એટલુંજ છે કે પૃથ્વીમાંથી એ પ્રવાહને તેટલું નિમંત્રણ મળે છે તે કરતાં સ્વર્ગમાંથી વધારે મળે છે. છતાં સ્વીડનબોર્ગના દેવ જેવુંજ જો પૃથ્વીનું કોઇ માનવી એ પ્રવાહને નિમંત્રણ કરી શકે તો સ્વર્ગ જેવોજ પ્રકાશ પૃથ્વીપર પણ આવશે. પૃથ્વીની હલકી સ્થિતિથી એ પ્રવાહ અભડાતો નથી. દેવ પૃથ્વીથી અને નરકથી અભડાય છે, કેમકે તેટલો દેવનો પ્રવાહ નબળો છે. આપણામાં સંન્યાસીને સર્વ સ્થાને ખાવાપીવાની પરવા ... પી
છીએ, તેનું કારણ પણ એટલુંજ છે કે સંન્યાસીના પ્રા
કોઇ પણ ખરાબ પ્રાણની અસર નથી, એમ આપ
એવું નિમંત્રણ આપણે આપી શકીએ તેને માટે
અને તે આપણું સ્થૂલ શરીર છે. પણ એ સ્થૂલ

સૂક્ષ્મ પરમાત્મામય કરી શકીએ છીએ, એટલે તેને નિમંત્રી શકીએ છીએ, એ વાત તો **સ્વીડનબોર્ગ** પોતાનાજ સ્વર્ગના વિહારના અનુભવથી સાબીત કરી દે છે; અને એથી ઉચ્ચ સ્થિતિના નમુના સંદેહમુક્ત વિદેહી જનકાદિ આપણી પાસે છે. આવી રીતે **સ્વીડનબોર્ગ**નીજ દૃષ્ટિને વિશાલ બનાવતાં એટલે ક્રિશ્ચિયાનિટિનીજ દૃષ્ટિને વિશાલ બનાવતાં આપણે વેદાંત પાસે આવતા જઈએ છીએ, અને પરમાત્માનો પ્રવાહ વધારે કૃપાલુ અને વધારે સૂક્ષ્મ સરલ બનતો જાય છે.

(૧૦) એ પ્રવાહને આ પ્રમાણે સૂક્ષ્મતર બનાવ્યા પછી એમ બનતાં તેનો જે ઉપયોગ વધે છે તે પણ જોવું જોઇએ. **સ્વીડનબોર્ગ** માને છે તેમ અદ્વૈત માત્ર પરમાત્મા અને ક્રાઇસ્ટનુંજ છે, અને એ અદ્વૈતની ભાવના એજ **સ્વીડનબોર્ગ**નું ઉંચામાં ઉચું તત્ત્વ છે; પરંતુ ક્રાઇસ્ટની સ્થિતિમાં તમે અને હું કદિ નહિ પ્હોંચીએ એમ તે માને છે, તે તેના પ્રવાહની સ્થૂલતાને લીધેજ છે. ક્રાઇસ્ટની સ્થિતિને બરાબર આપણા વેદાંતના અદ્વૈતમાં મૂકી દીધી છે, પણ એજ પ્રવાહ આખા વિશ્વને ધીમે ધીમે કેમ સ્વીકારી લેતો નથી એ સમજાતું નથી. પરંતુ વાત એમ છે કે **સ્વીડનબોર્ગ**નો પરમાત્માનો પ્રવાહ વિશ્વના નીચલા અર્ધ ભાગમાં છેજ નહિ, અને હોય તો નિરુપયોગી છે, અથવા નરકના પ્રાણીને ઉપર ખેંચતો નથી. પ્રવાહ આવો નબળો હોવાથી આપણને પણ અમુક હદથી વધારે ખેંચી શકતો નથી. ક્રાઇસ્ટ તો એ પ્રવાહનુંજ તત્ત્વ હતું, એમ **સ્વીડનબોર્ગ** માને છે, અને તેથી એ ત્યાં ભળી ગયું. મ્હારે પૂછવું જોઇએ કે શું આપણે કોઇ અન્ય તત્ત્વના છીએ? **સ્વીડનબોર્ગ** આત્મા અને પરમાત્મામાં જે ભેદ રાખે છે તે કાઢી નાખતાં વિશ્વક્રમ વધારે રસમય બની

જશે. હું તો માનું છું કે તૃપ્તિ એજ લગ્ન છે. તૃપ્તિ એ લગ્ન છે, કેમકે આશકની સર્વ ઇચ્છાઓ ક્યાંએ બહાર ગયા વિના માશૂકથીજ તૃપ્ત થતી રહે છે. આશકને માશૂક સિવાયના બધામાં કાંઇજ શોધવાનું નથી. વિશ્વનો માર્ગ એ તૃપ્તિનોજ માર્ગ છે. માનવી વ્યષ્ટિ, વ્યષ્ટિથી તૃપ્તિ (Satiaty) પામતું પામતું સમષ્ટિમય થતું જાય છે; પછી બ્રહ્માંડમય થાય; અને તે પાત્ર પણ અંતે છીછરૂં લાગતાં પોતામાંજ સમાઇ જાય. આત્મામાં એટલે પરમાત્મામાંજ પ્રત્યેક પ્રાણીનો છેવટનો વિહાર છે. એ વિહાર એજ મોક્ષ અને જે મુક્ત તે પરમાત્મા, એટલે જ્ઞાન અને પ્રેમના પ્રવાહનું મધ્ય બિંદુ. જે મુક્ત થયો તે મૂલ કારણમાં ભળી ગયો. જે મુક્ત થયો તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્વર્ગે પ્હોંચી ગયો: જો આપણે એ બિંદુને એટલે પરમાત્માને છેવટનું સ્વર્ગ ગણીએ તો; એટલે સ્વીડનબોર્ગની વિચાર પદ્ધતિને અનુસરીએ તો. એ સ્વર્ગે સ્વીડનબોર્ગ કોઇ પણ પ્રાણીને પહોંચાડતો નથી. એટલુંજ એની દૃષ્ટિમાં કાંઇક અધૂરૂં રહી ગયું છે.

(૧૧) એટલી ઓછપથી સ્વીડનબોર્ગની દૃષ્ટિમાં ભેદભાવના આવી છે, અને તેથી દેવ મોક્ષ ન પામતાં કોઈ એકાદ સ્વર્ગમાં અને નરકનું પ્રાણી એકાદ નરકમાં અનંત કાલ સુધી રહી જાય છે; પણ ખરૂં જોતાં તો અનંતતા પરમાત્મા શિવાય અન્યને સંભવતી નથી. નરકના જીવને પણ ત્યાં આવી અનંતતા આપવી પડી છે એ પણ શું સ્વીડનબોર્ગના પરમાત્માના પ્રવાહની સ્થૂલતાને લીધેજ નથી?

(૧૨) અને એ સ્થૂલતાને લીધેજ બિચારા આશકને માશૂકથી જૂદા એવા પ્રભુને શોધવાની અને પૂજવાની સ્વીડનબોર્ગ ફરજ પાડે છે. આશક અને માશૂક વચ્ચેના પ્રવાહમાં પરમાત્મા કેવી રીતે છે? અને માશૂક એ આશકને પરમાત્માનો અવતાર કેવી રીતે છે?

એ તો થોડું કહેવાઈ ગયું છે. પણ અહીં તે વિશેષ સ્પષ્ટ કરવું જોઇએ. હૃદયનું ઇષ્ટ એકજ હોઈ શકે. ખરૂં જ્ઞાન એકજ ગુરુહૃદયપ્રવાહથી મળી શકે. એક ગુરુને સાચો તો એકજ શિષ્ય હોઇ શકે. જ્યાં સુધી ભક્તને ભક્તિની જરૂર છે, ત્યાં સુધી એક આશકને એકજ માશૂક હોઇ શકે; અને ભક્તિની જરૂર કોને અને ક્યારે નથી ? છેવટની સ્થિતિ મોક્ષ, એ પણ શું છેવટની ભક્તિજ નથી ? ત્યાં પણ ભક્ત શું કોઈ એકનોજ ભક્ત નથી ? ત્યાં પણ જ્યાં ભક્ત અને ઇષ્ટ એકજ છે, ત્યાંએ બીજું શું છે ? પણ એ સ્થિતિ અવાચ્ય છે, કેમકે એ છેવટની ભક્તિનો વિચારજ માનવીના સ્થૂલ મગજમાં અત્યારે આવી શકે તેમ નથી. આપણી ભક્તિ તો બહુ પ્રકારે ફરી જશે અને આવતી કાલે આપણે આપણી આજની ભક્તિની વ્યાખ્યાઓને જોશું તો આપણને એ બાલકનાં રમકડાં જેવી લાગ્યા વિના નહિ રહે. ટુંકામાં કહેવાનું તો એટલુંજ છે કે ભક્ત એટલે આશક કોઇ પણ અન્ય દેવને શોધવા જતો નથી, કેમકે આશકની સર્વ ઇચ્છાઓ ક્યાંએ બહાર ગયા વિના માશૂકથી તૃપ્ત થતી રહે છે. આમ હોવાનું કારણ એટલુંજ છે કે હૃદય એક સ્થાને પૂર્ણ સ્થિરતા પામ્યા પ્હેલાં વિસ્તાર પામી શકતું નથી. માશૂક એ આશકની આંખ જોઇ શકે તેવું પરમાત્માનું સ્વરૂપ છે. એથી અન્ય સ્વરૂપ કોઇ પણ માનવી જોઇ શકતું નથી. એક માશૂક પત્ની અને બીજી માશૂક પ્રભુ—એમ બે માશૂક હોઇ શકે નહિ. બે માશૂક હોવી એ તો પ્રેમના વિભાગ કરવા જેવું છે, અનેક સ્ત્રીલગ્ન સરખું છે, અને તે મ્હારા વિચારો કરતાં તો સ્વીડનબોર્ગના પોતાના વિચારોને વધારે પ્રતિકૂલ છે. ભક્તિ આધીનતા છે. આધીનતા એક સાથેજ સંભવે છે. ભક્તિ આધીનતા વિના હોઇ ન શકે, અને ભક્તિ જેવું કાંઇ આધીનતા વિના શી રીતે બની શકે ? સ્વીડનબોર્ગ લગ્નના પ્રવાહને પરમાત્મામાંથી માને છે; તેને બદલે એ પ્રવાહનેજ

પરમાત્મા માનતાં, એટલે એ પ્રવાહને વધારે બલ અને સૂક્ષ્મતા આપતાં. પ્રેમી હૃદયને પરમાત્મા શોધ્યા વિનાજ મળી જાય છે. સૃષ્ટિના કર્તાને શોધવાની ભાંજગડ બંધ પડે છે, અને વિશ્વમાં કોઈજ નાસ્તિક રહેતું નથી, અને ખરૂં જોતાં શું કોઇ પણ પ્રાણી નાસ્તિકતામાં જીવી શકે? આસ્થા અને શ્રદ્ધા વિના અનાજનો કોળિયો મ્હોંમાં મૂકવા જેટલી પણ શકિત કોઇનામાં હોઇ શકે? અને એ બધી શ્રદ્ધા શું પરમાત્માનીજ શ્રદ્ધા નથી? આ પ્રમાણે માશૂકની શોધથી જૂદી એવી પરમાત્માની શોધ જ્યાં શરૂ થાય છે ત્યાં મને સ્વીડનબોર્ગ સાથે વાંધો છે, અને ત્યાં હું માનું છું કે આપણા કૃષ્ણની રાધા સ્વીડનબોર્ગની દેવી કરતાં વધારે ઊંચી છે, ભકિતની વધારે સાચી કલ્પના છે, સ્નેહનું ઉચ્ચતર લક્ષ્ય છે. જે એકને અર્પાય છે તેજ બલથી અર્પાય છે. કાચમાંથી સૂર્યનો પ્રકાશ કપાસપર જ્યારે દાળ જેવડો થઇને પડે છે ત્યારેજ અગ્નિ ઉત્પન્ન થાય છે. આમ થતાં કેટલાંએ માણસોને નિર્ભય પણ બનાવી શકાય છે. સ્વીડનબોર્ગ કુદરતથી જૂદા એવા પરમાત્માને ન માનનારા જડવાદી ફિલસુફોને માટે નરકજ નક્કી કરી રાખે છે. બિચારા હરબર્ટ સ્પેનસરની એ ગતિ થાય, એમ મ્હારૂં હૃદય તો નથીજ માની શકતું. પ્રભુ એવો ઘાતકી નહિજ હોય. મને જે લાગે છે તેજ થોડું ઘણું સ્વીડનબોર્ગને પણ લાગ્યું છે, અને એવા ફિલસુફોને બચાવી લેવાય તો ઠીક, એમ એક ક્ષણવાર ઈચ્છા પણ થઇ આવી છે, પરંતુ તે પાદરી હોવાથી એ બિચારાઓને અંતે બચાવી શક્યો નથી. વળી સમજણ વિના કે પ્રભુને માનવાની સમજણ છતાં તેથી ઉલટાં કૃત્યો કરનારાંને જે નરક આપવામાં આવ્યું છે, તે કરતાં પ્રભુને ન માનનારાં અને ન માનીને એ પોતાની માન્યતા દૃઢ કરનારાંને વધારે ખરાબ નરક સ્વીડનબોર્ગ તરફથી અપાયું છે! મને તો એથી ઉલટુંજ નિર્માણ વધારે યોગ્ય

લાગે છે; મ્હારા ધારવા પ્રમાણે તો ઈચ્છા હોય તો પ્રભુને એક બાજુએ પણ છોડી દેઈ તું તારી આશકને તારૂં સર્વસ્વ અર્પણ કર અને તું સહીસલામત છે.

(૧૩) અત્યાર સુધી ઘણા કાળથી હું તો ગોપીનેજ લક્ષ્યમાં રાખી જીવ્યો છું; ગોપીજ બનવા યત્ન કર્યો છે, અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે તેટલું સુખ મળ્યું એમ, અને તે જ્યારે જેટલું બનાયું ત્યારે હું તેટલો પરમાત્માની લ્હાણમાં આવ્યો એમ માનતો આવ્યો છું. 'ગોપી' એ ભાવનાનો હું જેવો ભક્ત હોઇ શકું તેવો અત્યાર સુધી રહ્યો છું. 'ગોપી' એ ભાવનામાં રસની વિશાલતાની, સ્વાર્પણની જે પૂર્ણતા સમજાઇ છે તે હજુ સુધી તો અને સ્વીડનબોર્ગના પાદરીપણામાં સમજાઈ નથી. સ્વીડનબોર્ગની ફિલસુફીમાંથી મને બહુ મળ્યું છે, પણ તે બધામાંથી એની એ ગોપીનેજ મ્હારી દૃષ્ટિ વધારે સ્પષ્ટ જોતાં શિખી છે; મ્હારી ગોપીપર સ્વીડનબોર્ગે એક નવો મહાન્ પ્રકાશ નાંખ્યો છે. હું સ્વીડનબોર્ગનાં હજુ ઘણાં પુસ્તકો કદાચ વાંચીશ અને અત્યારે તો આ લખવા કરતાં એ પુસ્તકો ચૂપ અને શાંત રહી વાંચ્યા કરવાં એ સારૂં છે; પણ આ લખતાં હું મ્હારી ભાવનાની મૂર્તિઓને કચરામાંથી કાઢી સાફ કરી જોઉં છું. જે સ્વીડનબોર્ગ ચી રહ્યા પછી કાંતો કાઢી નાંખવાની છે, વા ફેરવવાની છે, વા વારે સ્પષ્ટ અને દૃઢ કરવાની છે. અત્યાર સુધીના તો મ્હારા ધા વાંચને મ્હારા હૃદયને આ છેલ્લી ગતિમાંજ મૂક્યું છે.

(૧૪) વચમાં પ્રસંગ આવતાં મ્હારા ધર્મની આટલી વાત કરી લીધા પછી ફરી હું ચાલતા વિષયપરજ જઇશ.

(૧૫) સ્વીડનબોર્ગની સ્ત્રી અનંતકાલ સુધી સ્ત્રીજ અને પુરુષ પુરુષજ રહે છે, આમ હોવાનું કારણ પણ તેના પ્રવાહની તેની તેજ

સ્થૂલતા છે. પરંતુ અગાડી ચાલ્યા પ્હેલાં પુરુષ શું? અને સ્ત્રી શું? અને લગ્ન શું? એની કાંઇક ઝાંખી આપણે કરી જવી જોઇએ. સ્વીડનબોર્ગ જે આ બાબતમાં કહે છે તે મને અક્ષરશઃ માન્ય છે. 'પુરૂષ એ જ્ઞાન' અને 'સ્ત્રી એ સ્નેહ' છે. જ્ઞાન સ્નેહ વિના અને સ્નેહ જ્ઞાન વિના વ્યર્થ છે. પ્રભુના સ્નેહનો બોધ સ્ત્રીની મારફત પુરુષને મળે છે એટલે પુરુષ સ્નેહનું જ્ઞાન છે. પુરુષમાં જેટલો વધારે જ્ઞાનનો સ્નેહ તેટલું વધારે તેને સ્નેહનું જ્ઞાન મળે છે એટલે તેટલો વધારે તે લગ્નમાં ગાઢ જોડાય છે. સ્ત્રીને પુરુષની સાથે મૂકી જોતાં તે પુરુષના જ્ઞાનના સ્નેહનો સ્નેહ છે એટલે પુરુષની ભાર્યા છે. વિશેષ સ્પષ્ટતાની જરૂર નથી. કેમકે આ બાબત અગાડી બીજી બાબતો બોલતાં પોતાની મેળે સ્પષ્ટ થતી જશે. હવે સ્વીડનબોર્ગ પુરુષને પુરુષજ અને સ્ત્રીને સ્ત્રીજ કેમ રાખે છે? તે જોવું એ પ્રસ્તુત વિષય છે. સ્ત્રી બધી રીતે અંદરથી અને બહારથી એટલે ઇચ્છાઓમાં, વિચારોમાં અને સ્થૂલમાં સ્ત્રીત્વનીજ બનેલી છે અને પુરુષ પુરુષત્વનોજ બનેલો છે. ફેરફારની ઇચ્છા વિના વિશ્વમાં ફેરફાર થતો નથી અને સ્ત્રી પુરુષ થવાને કદિ ઇચ્છતી નથી અને પુરૂષ સ્ત્રી થવાને કદિ ઇચ્છતો નથી. તેથી સ્ત્રી, સ્ત્રીજ અને પુરુષ પુરુષજ રહે છે. આ હકીકત અમુક સીમા સુધી બરાબર છે અને એ સીમા બહુ વિશાળ છે; છતાં એ વિચારને સીમા હોવાની તો જરૂર છે. ખરૂં છે કે એ સીમા એટલી બધી વિશાળ છે કે બહુ દીર્ઘ દૃષ્ટિ વિના એ અનંત ભાસે; પરંતુ એમ છતાંએ એ વિચારને સીમા હોવાની તો જરૂરજ છે. ખરૂં છે કે સ્ત્રી પુરુષ થવાને નથી ઇચ્છતી અને પુરુષ સ્ત્રી થવાને નથી ઇચ્છતો; છતાં એ બંને એક બીજાને ચાહવા અને એક બીજાથી ચહાવાતો ઇચ્છેજ છે. આ હકીકત તો એ પુસ્તકનો વિષયજ છે; છતાં તેમાંથી એક પરિણામ કાંઇ ઉપજી આવે છે તે

તરફ સ્વીડનબોર્ગની દૃષ્ટિ ગઈ હોય એમ જણાતું નથી. પુરુષ અને સ્ત્રી ખરૂં જોતાં સ્ત્રી અને પુરુષ બનવાનેજ મથ્યા કરે છે અને તે મીઠી આડકતરી રીતે એમ બનતાં પણ જાય છે. પરમાત્મા રસ પાવા ઇચ્છે છે માટેજ એ આડકતરી રીતિ યોજાઈ છે. ચ્હાવું એટલે જેને ચાહીએ છીએ એના જેવું બનવા—અરે એજ બનવા યત્નવાન્ રહેવું. એ યત્ન વ્યર્થ હોય તો એ ગતિ વ્યર્થ છે અને સ્નેહ વ્યર્થ છે. અમુક વખતે દેવ પોતાની પત્નિ દેવીને આલિંગન કરતાં ‘ અમે બે એક છીએ ’ એવું જે કાંઈ અનુભવે છે તે અનુભવ વારંવાર અને છેવટ અહોરાત્ર અનુભવાયા કરે ત્યારે પુરૂષનું અને સ્ત્રીનું શું પરિણામ દેખાય છે? બંને એક—‘બે’—એવું કાંઇ નહિ પણ ‘એકજ.’ બ્રહ્મ, જેટલું જ્ઞાન છે તેટલુંજ સ્નેહ છે અને તેથીજ નપુંસક છે. ખરૂં લગ્ન એજ છે. સ્વીડનબોર્ગ આ લગ્ન સુધી પ્હોંચતો નથી, કેમકે તેણે પરમાત્માના પ્રવાહને એટલો ટુંકો અથવા એ પ્રવાહનો એટલો નીચેનો ભાગજ જોયો છે; અથવા બીજી રીતે કહીએ તો સ્વીડનબોર્ગના પરમાત્માનો પ્રવાહ એટલો સ્થૂલ છે. સ્વીડનબોર્ગના જ્ઞાન અને સ્નેહના છેવટના લગ્નને બરાબર સમજવા માટે અથવા બ્રહ્મને કાંઈક સમજવા માટે તે લગ્નને ‘ જ્ઞાન સ્નેહ ’ અને ‘ સ્નેહ જ્ઞાન ’ આપણે કહીશું. સ્વીડનબોર્ગનાં સ્વર્ગોમાંથી સ્થૂલતાને જરા ખંખેરી નાખતાં એના સ્વર્ગ કરતાં ઉપરનાં સ્વર્ગ કલ્પનાની દૃષ્ટિએ પડે છે, અને સ્વીડનબોર્ગથી પણ વધારે પવિત્ર પ્રબલ ઇચ્છાશક્તિ હોય તો જોઇ પણ શકાય. સ્વીડનબોર્ગ પાદરી ન હોત તો કદાચ એ પોતે પણ જોઇ શકત. સ્વીડનબોર્ગે જે સ્વર્ગ જોયાં છે ત્યાં સુધી પુરુષ તે પુરુષજ અને સ્ત્રી તે સ્ત્રીજ રહે છે એટલુંજ નહિ પણ દિવસો દિવસ સ્ત્રી વધારે સ્ત્રી અને પુરુષ વધારે પુરુષ બનતાં જાય છે; એમાં કાંઈજ શંકા નથી. પુરુષ વધારે પુરુષ બનતો જાય છે એટલે તેમાં

સ્નેહનું જ્ઞાન, હિતનું સત્ય, દયાની શ્રદ્ધા વધતાં જાય છે. સ્નેહ, હિત અને દયા એ એકજ છે, એમ અત્ર સમજવાનું છે. સ્ત્રી વધારે સ્ત્રી થતી જાય છે એટલે પુરુષના જ્ઞાનનો–સ્નેહનો સ્નેહ વધારે અને વધારે થતી જાય છે. પ્હેલી દૃષ્ટિએ જોતાં ઉલટું સમજાય છે પણ જરા વિચાર કરતાં દેખાયા વિના રહેશે નહિ કે પુરુષ તે પુરુષ વધારે થતો જાય છે, અને સ્ત્રી તે સ્ત્રી વધારે થતી જાય છે–એનો અર્થ, એ બંને વધારે પરમાત્મા થતાં જાય છે એટલોજ છે. જ્ઞાન સ્નેહમાં અને સ્નેહ જ્ઞાનમાં ભળી જવા જે સ્વર્ગોમાં મથ્યા કરે છે, તેની ઉપરની અથવા અગાડીની ગતિ જોવી એ તેની ઉપરનાં અથવા અગાડીનાં સ્વર્ગો જોવાની બરાબર છે; જ્યાં જ્યાં જે કાંઈ સ્પર્શે છે ત્યાંથી તે કાંઇ લેઈ આવે છે. જ્ઞાન સ્નેહને અને સ્નેહ જ્ઞાનને નિરંતર આલિંગ્યાજ કરે છે અને વળી એ આલિંગન દિવસો દિવસ વધારે અને વધારે ગાઢ થતું જાય છે. સ્નેહ જ્ઞાનમય થતોજ જાય છે અને જ્ઞાન સ્નેહમય થતુંજ જાય તો પછી અંતે સ્નેહ અને જ્ઞાન અભિન્ન એક રસ વિલસી રહે તેમાં સ્વીડનબોર્ગને શા માટે વાંધો હોવો જોઇએ ? સ્વીડનબોર્ગનું દેવ દેવીનું એક દંપતી એ એક ન્હાનું સ્વર્ગ છે. એવાં ઘણાં સ્વર્ગોનું એક સ્વર્ગ છે, જેને 'સ્વર્ગ' એવા નામથીજ તે ઓળખાવે છે. દરેક દંપતિમાં એક તત્વ પુરૂષનું અને એક સ્ત્રીનું છે, અને તે બંને નિકટ નિકટ આવતાં જાય છે, એટલે લગ્ન ગાઢ અને વધારે ગાઢ અને તેથી સૂક્ષ્મ અને વધારે સૂક્ષ્મ થતું જાય છે, એમ તો સ્વીડનબોર્ગ પણ કહે છે. તો પછી તે એ લગ્ન પૂરૂં કાં નથી કરતો ? સ્વીડનબોર્ગના સ્વર્ગની ઉપર એક એવું સ્વર્ગ શરૂ થવુંજ જોઇએ કે જ્યાં સ્ત્રી પુરુષ એવી જાતિ નથી. સ્વીડનબોર્ગે ઉચ્ચ, ઉચ્ચતર, ઉચ્ચતમ એવાં ત્રણ સ્વર્ગો કલ્પી તેની એક સાંકળ બનાવવા માટે એ ત્રણે સ્વર્ગોની વચમાં દેવોના પ્રવાહ કલ્પ્યા છે;

તેવીજ રીતે આપણે પણ કરશું તો મ્હારાં સ્વર્ગોમાં જાતિસ્નેહ વ
વધારે સૂક્ષ્મ બનતો જઇ છેવટે રહેશેજ નહિ. સ્વીડનબોર્ગનો વ
સ્નેહ—જાતિસ્નેહ વિના સંભવતો નથી; પરંતુ ખરો લગ્નર
જાતિસ્નેહ વિના સંભવે છે; એમ કહેવાને હવે કશી વિશેષ સ્પષ્ટત
અપેક્ષા રહે છે ? લગ્નસ્નેહ કરતાં જાતિસ્નેહ સ્થૂલ છે અને તે અ
સમયે નીકળી જાય છે. સ્વીડનબોર્ગ પોતે પણ જાતિસ્નેહની સ્થૂલત
મંજૂર રાખે છે; પણ કહે છે કે લગ્નસ્નેહની જોડીમાં તે મીઠી ચ
પૂજ્ય સ્મૃતિ તરીકે કાયમ રહે છે—જેમ નીચી પદવીથી ઘણી ઉપ
પદવીએ પ્હોંચેલા અમલદારને નીચલી પદવીઓ સ્મૃતિમાં રહે છે તે
કે કોઇ સુંદર મ્હેલ જોઇ આવનારને જેમ તે મ્હેલ સ્મૃતિ
રહે છે તેમ; પરંતુ ધ્યાનમાં રાખવા જેવું છે કે ન્હાના માંહેથ
મ્હોટા થએલા અમલદારને જ્યાં સુધી પેલી જૂની સ્મૃતિ ઉપયોગ
છે ત્યાં સુધીજ કાયમ રહે છે અને તેનો ઉપયોગ એવા અમલ
દારનું હૃદય હાલની સ્થિતિમાં પકવ થઇ જાય ત્યાં સુધીનો જ
છે. એજ પ્રમાણે એક વખ્ત જોએલું સૌંદર્ય હમેશાં સ્મૃતિમાં કાયમ
રહેતું નથી ? પણ એથી વિશેષ અને અતિ વિશેષ ભવ્યતામાં
દૃષ્ટિનો વિહાર જામી જતાં તે જૂની સ્મૃતિ ઉડી જાય છે. સૌંદર્ય
અને જ્ઞાન નિત્ય નૂતનતા ધરે તોજ તે સૌંદર્ય અને જ્ઞાન છે.
આમ છે તેથીજ સ્વર્ગની કુમારિકા કરતાં, સ્વર્ગની પત્ની વિશેષ
સુંદર છે અને જે સૌથી વધારે કાળ લગ્નમાં રહી છે તે દેવી
સૌથી વધારે સુંદર છે. વળી સ્મૃતિને આગ્રહથી સાચવી રાખનાર
'કૉન્ઝરવેટિવ' છે ત્યારે વિશ્વ તો 'રેડિકલ્' છે. વિશ્વ સ્મૃતિમય
નહિ પણ આશામય છે. સ્મૃતિમય તો હું જેવા કંગાલ પ્રાણીઓજ
રહે છે જેને જૂનું છોડી નવામાં જવાને ગમતું નથી, અથવા વધારે
સાચું કહેતાં જેને ગતિજ ગમતી નથી, અને તેવાંને પણ ઘસડાય

વિના ક્યાં ચાલે છે ? સ્વીડનબોર્ગ જો છેવટ જાતિસ્નેહને સ્મૃતિમાંજ લાવી મૂકે છે તો તો એ જાતિસ્નેહ અમુક સમયે પણ ઉડીજ જાય છે. જાતિસ્નેહ સ્થૂલજ છે તો એ પણ સાચુંજ છે કે જાતિસ્નેહ ઘટયો એટલે વ્યભિચાર ઘટયો. ખરી સૂક્ષ્મ ભૂમિકા વ્યભિચારને પિછાનતી નથી અને સ્થૂલતાને રાખતી નથી. અરે, સ્થૂલમાં જે ગતિ અત્ર વ્યભિચાર કહેવાય છે, તેજ સુક્ષ્મમાં મહાન્ લગ્ન છે; પણ એ વાત અનેક સ્ત્રીલગ્નની વાત કરતાં વિચારશું. જાતિસ્નેહ વિના લગ્નસ્નેહ સંભવે છે; કેમકે જ્ઞાનને સ્નેહથી અને સ્નેહને જ્ઞાનથી જેમ ઘણું મેળવવાનું છે; તેમજ જ્ઞાનને જ્ઞાનથી અને સ્નેહને સ્નેહથી પણ ઘણું મેળવવાનું છે. જ્ઞાનનું જ્ઞાન એ સખા છે અને સ્નેહનો સ્નેહ એ સખી છે. સખીત્વને જાતિસ્નેહ એ શું દૂષણ નથી ? પરંતુ આ વાતને વધારે સ્પષ્ટ કરવા હું તમને મ્હારા અનેક સ્વર્ગમાં તેડી જઇશ. તમે ત્યાં મ્હારી પાસેથી સ્નેહ લેશો ત્યારે હું તમારામાંથી સ્વીડનબોર્ગના વ્યવહાર પ્રમાણેજ જ્ઞાન લેતો હઇશ. પરંતુ તમે મ્હારા સ્વર્ગમાં અને ઉપલા વધારે સૂક્ષ્મ સ્વર્ગમાં હશો ત્યારે હું તમારી પત્ની અને તમે મ્હારા પતિ હશો. પણ તમે મ્હારામાંથી જ્ઞાન જે પળે લેવા લાગશો, ત્યારે હું તમારામાંથી સ્નેહ લેવા લાગીશ; અને ત્યારે તમે મ્હારાં પત્ની અને હું તમારો પતિ હઇશ. બંધુ, આપણે આવા સંબંધમાં હોઇએ એ શું તમને રુચશે નહિ ? વળી ત્યાં અનેક પત્નીઓ અને અનેક પતિઓ એ દોષ નથી; કેમકે સ્થૂલ જાતિસ્નેહ નથી. એટલે તમારે મણિભાઈ કે મકરંદ સાથે સંબંધ રાખવામાં પણ કશો બાધ આવશે નહિ. અરે ત્યાંની તો વનસ્પતિ પણ એવાજ સખાભાવમય લગ્નમાં છે. ત્યાં લગ્ન સ્નેહનું અને જ્ઞાનનું નહિ પણ સ્નેહજ્ઞાન અને જ્ઞાનસ્નેહનું છે. તે સ્વર્ગના આલિંગનનો આનંદ અનહદ છે. ત્યાં વાત કરવા બે જૂદાં ઉભાં રહેતાં નથી

પણ બધી વાત આલિંગનથીજ થાય છે. સ્વીડનબોર્ગના સ્વર્ગમાં એક દેવ જેમ બીજા દેવની પીઠ પાછળ ઉભો રહી વાત કરી શકતો નથી, તેમ મ્હારા સ્વર્ગમાં આલિંગન વિના વાત થઈ શકતીજ નથી. ત્યાં ભાષાજ આલિંગનની છે, અને આલિંગન વિના વાતજ સંભવતી નથી. આપણી વાત એ પણ શું શિથિલ આલિંગનજ નથી ? તો પછી એ સ્વર્ગમાં વાત એજ આલિંગન અને આલિંગન એજ વાત છે. એથી ઉપલા સ્વર્ગમાં જાઓ તો એ આખું સ્વર્ગ એક સતત સરખું ગાઢ આલિંગન છે. એથી ઉપલા સ્વર્ગમાં જાઓ અને એ સ્વર્ગે હવે રાગાદિ લાગણીઓથી કાંઇક સ્વાતંત્ર્ય મેળવ્યું છે અને તેથી તે આલિંગન વિના કોઈ ગંભીર આલિંગનનો આનંદ છે, અને છેવટ તો પરમાત્મમયતા છે. એ આનંદ શું છે તે હું કલ્પી શકતો નથી. બધું હિત અને બધો ઉપયોગ તેજ ઉપભોગ છે. છેવટનો ઉપયોગ એ છેવટનો ઉપભોગ છે. ગોવર્ધનભાઈની સ્નેહમુદ્રા પ્રેમમાં ક્ષણક્ષણ નૂતનતા યાચે છે તે ત્યાંજ પામી શકાય છે.

(૧૬) અહીં સુધી આવ્યા પછી સ્વીડનબોર્ગના એના એ પ્રવાહને એક સ્ત્રીલગ્નમાંથી અનેક સ્ત્રીલગ્નમાં વધારે સૂક્ષ્મ કરી ખેંચી જશું; અથવા ક્રિશ્ચિયાનિટિને વિસ્તીર્ણ કરી વેદાંતમાં મૂકી ું; જો તમે સ્વીડનબોર્ગનાં બધાં પુસ્તકોમાં તેમ કરી જોશો તો હુ આનંદ અને ઉજાસ મળશે. સ્વીડનબોર્ગ અનેક સ્ત્રીલગ્નની વિરુદ્ધ લખે છે કે ખરો લગનસ્નેહ એક પત્ની શિવાય રહી શકતો નથી અને તેથી લગનસ્નેહને માટે નિર્માએલા દિવ્ય પરમાનંદ, આધ્યાત્મિક પ્રહર્ષ અને સાહજીક આહ્લાદ અનેક સ્ત્રીલગ્નને મળી શકતા નથી; એટલુંજ નહિ પણ અનેક સ્ત્રીલગ્ન એ સ્ત્રીલંપટતા છે, અને સ્ત્રીલંપટની પેઠે અનેક સ્ત્રીનો પતિ જ્યાં સુધી તે એકથી

વધારે સ્ત્રીનો પતિ હોય ત્યાં સુધી આધ્યાત્મિક થઈ શકતો નથી. બીજું લખેલું છે, તેમાં ક્રિશ્ચિયાનિટિ શિવાય ખરો લગ્નસ્નેહ સંભવતો નથી, એ સ્થાપિત કીધું છે; પરંતુ તેની સાથે હાલ આપણે સંબંધ નથી. સાચુંજ છે કે પત્ની, હૃદયની ઇષ્ટદેવી એકજ હોઈ શકે. સાચુંજ છે કે ખરૂં જ્ઞાન એકજ ગુરુહૃદયપ્રવાહમાંથી મળી શકે. એ પણ સાચુંજ છે કે એક ગુરુને પૂરો શિષ્ય તો એકજ હોઈ શકે, અને સૌથી વધારે સાચું અને સ્પષ્ટ તો એ છે કે એવું કોઇ એક પણ માનવી મળી જવું એ આ સંસારમાં તો મ્હોટામાં મ્હોટા ભાગ્યની નિશાની છે. 'લોર્ડ' ને જેમ એકજ 'ચર્ચ' સંભવે છે, તેમ કૃષ્ણને પણ એકજ રાધા સંભવે છે. પરંતુ બહુભોગી કૃષ્ણ અનેક ગોપીનો ભોક્તા જે રીતે થઈ શકતો, અનેક સ્નેહ પાંખડીઓને અનેક સ્નેહ પાંખડીઓથી અનેક રીતે પોષી રસ લેઇ શકતો, તેમ દેવ કરી શકતો નથી; કેમકે તે કૃષ્ણ જેટલો વિશાળ નથી, અને અનેક ભોગી કૃષ્ણ બ્રહ્મચારીજ હતો: બાલબ્રહ્મચારી હતો. તેના સ્નેહના કાર્યમાં કોઈ નદી આડી આવતી નહિ, પણ તે પોતાનો પ્રવાહ બંધ કરી પરાર્થી ગોપીઓને સામેને આરે ઉતરી જવા દેતી. એમાં કાંઈજ આશ્ચર્ય નથી. ભોક્તા અર્પતો હોય ત્યાં સુધી તે કાંઈજ ખોતો નથી; તે બ્રહ્મચારીજ રહે છે. પણ ભોક્તા જ્યારે યાચતો થાય છે ત્યારે તે ભ્રષ્ટ થાય છે. કૃષ્ણલીલાનું રહસ્ય સ્વાર્પણમાં છે. અનેક પત્નીનું રહસ્ય પણ સ્વાર્પણમાંજ છે. ધર્મ માત્રનો અગ્રિમ અને અંતિમ હેતુ સ્વાર્પણમાંજ હોવો જોઇએ. સ્નેહ, હિતનો હોય તો સ્નેહ મીઠા મેરામણ જેવો હોવો જોઇએ. અરેરે! તેનાથી વધારે વિશાલ ન થવાય તો ભલે એક રાધાનેજ હૃદયપર ધારણ કરી રહે, મોતી તો હંસનેજ ભલે આપે; પણ તેના દૂરના એ કિનારાપર ઉગતું ઘાસ, આશ્રિત મેઢાં કે અતિથિ

ગાયને તે શું નહિ ચરવા દે? અહીં એક બીજી વાત કહેવાનું મન થઈ જાય છે. પતિઓ! તમારી પત્નીની દ્વેષની તીખી નજરને તમે ન્યાય આપતાં શીખજો. એ તીખી નજર તમારાપરનો પ્રેમ છે. ઉપલા મીઠા મેરામણ પાસે ઘાસ ચરવા માગતી ગોપી જેવું વ્હાલ એ પત્નીના હૃદયમાં જેને તમે અદેખાઈની ઘડી કહો છો, તે વખતે ભરેલું હોય છે. એ કેટલું બધું પૂજ્ય છે, તે તો સ્વીડનબોર્ગની પાસેથી શીખો. પણ આપણે ફરી તે મીઠા મેરામણને તટે જઈ જોશું તો ત્યાં કાંઈ ચમત્કાર જામી રહ્યો છે. ત્યાં જે મોતી ચુગતું નથી, તેને મોતી ચુગવાની ઇચ્છાજ થતી નથી. મોતી તો તેઓના શરીરને હાનિકર્તા નીવડે છે. કોઈ બિચારા અજાણ બાળક મેંઢાને ઘાસ છોડી મોતી ચરવાની ઈચ્છા થાય છે, તો મીઠો મેરામણ તો જોઇએ તેટલાં આપવાને તૈયાર છે; પણ પેલું મેંઢુંજ એક નવાલો ભરી, એ ચારો છોડી દઈ પોતાના જાતિભાઇ પાસે નાચતું કૂદતું ચાલ્યું જાય છે. જેમ માનવી કે ભૂત સ્વર્ગની હવાજ સહી શકતું નથી અને ત્યાં જતું નથી, તેમ તે ત્યાં ફરી જતું નથી. સ્વર્ગને દરવાજા રાખવાની અપેક્ષા નથી કેમકે તેમાં પ્રવેશ કરી શકે, તેજ પ્રવેશ કરે છે અને જે ત્યાં પ્રવેશ કરી શકે છે તે સ્વર્ગને યોગ્યજ હોય છે. એ સત્યથી તો સ્વીડનબોર્ગનાં સ્વર્ગ હમેશાં નરકથી જુદાં રહે છે અને એ સત્યથીજ સ્નેહમંદિરને જે દ્વારો રાખવામાં આવ્યાં છે તેને આપણે હંમેશ માટે કાઢી નાંખીશું, મ્હારી પાસે આવી શકે તે ભલે મ્હારાં થાય, તમારી પાસે આવી શકશે તેને તમે કેમ ધક્કો મારી શકશો?— જો તમારામાં જ્ઞાનનો સ્નેહ અને સ્નેહનું જ્ઞાન લેશ માત્ર પણ હશે તો અને એ થોડુ ઘણું પણ કોનામાં નથી? આંટીને પ્રસંગે પણ એક સ્ત્રીના ત્યાગ પછીજ અન્ય સ્ત્રીનું પાણિગ્રહણ થઈ શકે એવો સ્વીડનબોર્ગનો આગ્રહી કાયદો મને તો યોગ્ય નથી લાગતો.

સ્વર્ગમાં મોકલી દેવાં અને તેની સામે વ્યભિચારને ઉભા રાખી તેને નરકમાં જવા દેવો. એમ કરવું એજ ન્યાય છે અને દયા છે; તેમજ ઉચ્ચતર ભાવના છે. સ્વર્ગ અને નરક એક સ્ત્રીલગ્નમાં અને અનેક સ્ત્રીલગ્નમાં નથી પણ સ્વાર્પણ કરવામાં અને સ્વાર્પણ યાચવામાં છે, પરાર્થમાં અને સ્વાર્થમાં છે, હૃદયના ઔદાર્ય અને હૃદયના સંકોચમાં છે. સ્નેહનું આ બિંદુ શંકર અને રક્તબીજ વચ્ચેનું બિંદુ છે. યોગીવિદ્યાર્થી કે સ્નેહીવિદ્યાર્થી એક પગલું આમ ભરે તો તે શંકરનાં દર્શન પામે, અને એક પગલું તેમ ભરે તો રક્તબીજની ભયંકર કાંટાળી બાથમાં પડે. પણ આપણે તો શંકરનેજ દૃષ્ટિ આગળ રાખી કહેશું કે જેને આપણે બરાબર ચાહીએ છીએ તેને તો કારણ વિના ચાહીએ છીએ; પરંતુ ઘણાંને આપણે ઘણાં કારણોથી પણ ચાહીએ છીએ. જ્યેષ્ટા અને કનિષ્ટા એવા ભોજ્યાના વિભાગ યોગ્ય છે. એકને હું જ્ઞાનના સ્નેહની ખાતર અને અન્યને સ્નેહના સ્નેહની ખાતર ચાહાતો હોઉં. સ્નેહનો સ્નેહ–ભક્તિ હિત એ ઉપલું સ્વર્ગ અથવા જ્યેષ્ટા, અને જ્ઞાનનો સ્નેહ સત્ય–શ્રદ્ધા એ નીચલું સ્વર્ગ અથવા કનિષ્ટા. પણ બંને સ્વર્ગજ. નરક તો એક પણ નહિજ, આટલે સુધી આવ્યા પછી શેલી કવિને જોવો જોઇએ, અને આટલે સુધી આવ્યા પછી સૂક્ષ્મ વાતોને સ્થૂલમાં અનુભવવા મથતા રાજા બાઇરન કવિને પણ જોવો જોઇએ. એક સ્વાર્પણ–..ર્પણ–સ્વાર્પણ–તેને દૃષ્ટિની આગળને આગળજ રાખી સ્થૂલ ભૂમિકાપર પણ ઉતરી આવતાં, ત્યાં પણ દૃષ્ટિ ફેરવી જતાં પાપનો સ્પર્શ થવાનો નથી; કાળો ડાઘ લાગવાનો નથી. ખરો ખેલાડી સ્વચ્છ, શ્વેત કપડાં પ્હેરી કાજળની કોટડીમાં ઉતરે છે અને તેવાંજ સ્વચ્છ કપડાંથી પાછો બહાર આવે છે તેમ બની શકશે. ખરી ચાતુરી સ્વાર્પણના દીવાને અગાડીને અગાડી પકડી રાખવામાં છે. અરે—એ દીવો પકડતાં

આવડયો તો પછી એ કોટડીમાં આંખો મીચી ઝંપલાવવાને પણ કાંઈ વાંધો નથી. સ્વાર્પણનો દીવો મેશને ગુલાલ બનાવી દે છે. એ સ્વાર્પણ વિના કોઈ પણ પુરુષ પોતાની ધર્મપત્ની સાથે પણ વ્યભિચારમાંજ રહે છે. એ દીવા વિના મખમલની દિવાલોમાં પણ મેશે ધેશે થઇને આવે છે. આમજ છે તો હવે આપણે આપણી ગાડીમાં સ્વીડનબોર્ગ પાદરી સાથે શેલી કે કાલિદાસ કવિને જોડીશું. સ્ત્રીજાતિ તરફના સ્નેહમાં પુરુષને અને પુરુષજાતિ તરફના સ્નેહમાં સ્ત્રીને આનંદ મળે તે તો ઉચિત છે; એટલું તો સ્વીડનબોર્ગ પણ સ્વીકારે છે, અને જાતિસ્નેહને આપણે અગાડી જતાં બાતલ કરીએ છીએ, ત્યાં પણ તેને સાચવી રાખે છે. પણ તે સ્નેહ 'પવિત્ર' હોવો જોઇએ, એટલું કહી અટકે છે. મ્હારે પણ તેટલામાં તો જૂદું પડવાને કાંઈ કારણ નથી. આપણે આ પૃથ્વી જેટલાજ પ્રદેશની વાત કરવી હોત તો હું વધારે અને આટલું પણ બોલત નહિ; પરંતુ જ્યારે આપણે સ્વર્ગમાંજ ફરવાનું નક્કી કર્યું છે, ત્યારે તો પૂછવું પડશે કે 'પવિત્રતા' એટલે શું ? અને 'અપવિત્રતા' એટલે શું ? શું સ્વાર્પણ એ પવિત્રતા અને સ્વાર્થ એ અપવિત્રતા નથી ? પત્ની શિવાયની એજ જાતિની અન્ય વ્યક્તિઓને ભગિનીભાવથી ચાહવા સ્વીડનબોર્ગ કહે છે. ચાહવું એટલે સ્વને અર્પી ભૂલવા મથવું અને સ્નેહપ્રતિમાની નિકટતા પ્રાપ્ત કરવા મથવું. જેટલું સ્વાર્પણ તેટલીજ નિકટતા અનુભવી શકાય છે. છેવટની નિકટતા પ્હેલાં બધું અર્પાઈ જવું જોઇએ. પરંતુ પૂર્ણ નિકટતા અનુભવ્યા પ્હેલાં આપણે ચાર સ્વર્ગમાં પસાર થવું પડશે. પ્હેલા સ્વર્ગનું નામ 'બંધુ', બીજાનું નામ 'સુહૃત્', ત્રીજાનું નામ 'મિત્ર' અને ચોથાનું નામ 'સખા'. પતિ પત્નીનું સ્વર્ગ એ 'સુહૃત્સ્વર્ગ' અને 'મિત્રસ્વર્ગ' છે અને 'મિત્ર' એ સ્વીડનબોર્ગનું છેલ્લું છે. જાતિસ્નેહ જે 'મિત્રસ્વર્ગ' સુધી છે, તેને પત્ની શિવાયની સ્ત્રીઓ સાથ ભગિનીભાવમાં રહેવાને

આજ્ઞા કરે છે, એ આજ્ઞા પરમાત્માની આજ્ઞાથી શી રીતે ઉલટી અને તેથી નકામી છે એ આપણે જોઇએ. બંધુ અને ભગિની વચ્ચે સ્વાર્પણનો અને સ્નેહનો જે પ્રવાહ છે તે કરતાં પતિ અને પત્ની વચ્ચેનો પ્રવાહ વિશેષ પ્રબલ અને વિશેષ ગાઢ છે, અને તેથી વિશેષ પવિત્ર છે. બંધુ અને ભગિની કરતાં પતિ અને પત્ની વિશેષ નિકટ છે. બંધુ અને ભગિનીના સ્નેહથી વિશેષ નિકટ સ્નેહની જાતિસ્નેહના સામ્યોમાં જે ઇચ્છા છે તે, એ સ્નેહ બંધુભાવ સુધીજ અટકી રહેવાને નથી નિર્માયો એવી સૂચના અને ઘણી વખ્ત તો પરમાત્માની આજ્ઞા પણ નથી શું? દરેક માનવીએ સખાની ભાવનામાં આવવું જોઇએ અને એમ થવા માટે સુહૃત્ અને મિત્ર ભાવનામાંથી પસાર થવું જોઇએ. બંધુત્વ અને સખિત્વ એ સૂક્ષ્મ લહાણની વચમાં મિત્રત્વની જે મીઠી સ્થૂલ ભાસતી લહાણ છે, તે પણ સ્વીકારવીજ જોઇએ. સખા એ શું છે અને મેં હમણાં ગણાવેલાં સ્વર્ગોની ઉત્પત્તિ કહિંથી છે અને તેનો અર્થ શું છે, તે બતાવવા નીચેનો શ્લોક લખવો જોઇએ.

अत्यागसहनो बंधुः सदैवानुमतः सुहृद् ।
एकक्रियं भवेन्मित्रं समप्राणः सखा मतः ॥

હવે સમજાશે કે 'સુહૃત્' અને 'મિત્ર' એ બેજ સ્વર્ગ સ્વીડનબોર્ગના ગનસ્નેહ માટે છે. 'સુહૃત્' એ નીચલું અને 'મિત્ર' એ ઉપલું, 'બંધુ'-માં લગ્નને રજા નથી, અને જાતિસ્નેહહીન સ્વર્ગ 'સખા'ને તે પિછાનતો નથી. બંધુભાવમાં લગ્નને સૌ સ્થાને રજા નજ હોવી જોઇએ; કેમકે એવી રજા આપવી એ તો વ્યભિચારનેજ ઉત્તેજન આપવા બરાબર છે. વળી જે સ્ત્રીને આપણે પત્ની કરી શકીએ, જે સ્ત્રીને આપણે અનંતતા સુધી સ્વીકારી શકીએ, એવી એક પણ ભાગ્યેજ

અનેક સ્ત્રી પરણનારા મુસલમાનોને એક જેવા તેવા હલકા સ્વર્ગમાં મોકલી, વળી એ સ્વર્ગને પણ નરક જેવું બદબોથી છલકાતું બનાવ્યું છે. કદાચ હું જે રીતે અનેક સ્ત્રી લગ્નને યોગ્ય ગણું છું, તેવી રીતે એ મુસલમાનોએ નહિ ગણ્યું હોય અને કાંઇ હલકી રીતે એ લગ્નમાં પડયા હશે, તેથી તેઓનું સ્વર્ગ એવું બન્યું હશે. એ ગમે તેમ હોય પણ સ્વીડનબોર્ગના પ્રવાહની સૂક્ષ્મતાને વધારે સૂક્ષ્મ કરી જોતાં અનેક સ્ત્રીલગ્ન સ્વર્ગીય ઠરે છે એમાં મને તો કશી શંકા રહેતી નથી.

(૧૭) આ બધી વાતને સ્પષ્ટ કરવા આપણે જરા મ્હારાં સ્વર્ગો ટુંકામાં તપાસી જશું. એમ કરતાં સ્વીડનબોર્ગની ભાવનાને કેટલા વિસ્તારની જરૂર છે, અને સ્વીડનબોર્ગની ક્રિશ્ચિયાનિટિને પણ તેવીજ કેટલી જરૂર છે, અને વેદાંતના લગ્નસ્નેહનું છેવટનું બિંદુ અને તેનો ક્રમ કેવો છે એ કાંઇક જોઇ શકાશે.

(૧૮) સ્વીડનબોર્ગનું છેલ્લું એટલે દિવ્ય સ્વર્ગ એવું છે જેમાં પરમાનંદમય દેવદેવીઓનાં દંપતી એક (one flesh) થવાને એક પત્નીવ્રતથીજ લગ્નસ્નેહમાં અને તેથી જાતિસ્નેહમાં પરમાત્માની પરમકૃપામાં અનંતકાળ સુધી વિહરે છે. 'અનંતકાળ' એ શબ્દને બાદ કરી મ્હારૂં એ પ્હેલું સ્વર્ગ છે. જેને આપણે 'સુહૃત્ સ્વર્ગ' કહેશું. મ્હારૂં બીજું સ્વર્ગ મિત્રસ્વર્ગ છે, જેમાં જાતિસ્નેહ બહુજ સૂક્ષ્મ રહ્યા છે, અને જ્યાં અમુક અમુક પ્રસંગે પત્નીઓમાં

બાલકો અને સ્વર્ગમાં સૂક્ષ્મ બાલકો, એટલે સ્નેહ અને જ્ઞાન જન્મે છે, અને અહીં પણ જે બાલકો જન્મે છે તેને માટે પરમાત્મા તો સ્વર્ગજ ઇચ્છે છે, એટલે એ બાલકો પણ સ્વર્ગનાજ ઉપયોગાર્થે છે. હવે આપણે જાણી શકશું કે અનેક સ્ત્રીલગ્નમાં બહુ ભય છે. એટલો બધો ભય છે; કેમકે આપણે સ્થૂલમાં છીએ અને તેથી સ્થૂલમાં જવા ઇચ્છી ભ્રષ્ટતા તરફ વળવા વધારે તત્પર છીએ, ત્યારે સ્થૂલનાં પડની બહાર સૂક્ષ્મને ખેંચી કાઢી તેને વિસ્તીર્ણ કરી ઉપર ચડવું એ વિકટ કાર્ય છે. એમ છતાં પણ સ્વાર્પણમય હોય તો અનેક સ્ત્રીલગ્ન એ દૂષણ અને વ્યભિચાર તો નથીજ પણ ભૂષણ અને સ્નેહ છે અને તેથી સ્વર્ગજ છે. **સ્વીડનબોર્ગ**ના કહેવા પ્રમાણે તો **શકુંતલા**નો પતિ **દુષ્યંત શકુંતલા**ને વર્યો તેથી નરકમાં જવાનો અને કાદંબરીનો **ચંદ્રાપીડ** તો **રોહિણી** જે **ચંદ્રાપીડ** અને કાદંબરી વચ્ચે તે પ્રેમી હૃદયને જોડવા રહી તેને પણ સાથે લઇને નરકમાં જવાનો. **સ્વીડનબોર્ગ**ના ધારવા પ્રમાણે જેટલો વધારે પ્રેમ, તેટલી સ્ત્રીમાં અમુક પ્રસંગે વધારે પ્રબલ અદેખાઈ. ખરૂંજ છે કે અદેખાઇ એ પ્રેમજ છે; પરંતુ જેટલો વધારે પ્રેમ તેટલી વધારે અદેખાઇ—એ તો નહિ માની શકાય. મિત્રમાંથી સખી ભાવમાં ગયા પછી સ્નેહ અદેખાઇને ઓળખતોજ નથી. અરે—અદેખાઇ તો સુહૃત સુધીજ છે. એમ ન હોય તો બિચારા બાણની વિશાલ ઔદાર્યની બધી રચના ધૂલ મળી જાય છે અને અનેક સ્ત્રીલગ્નને વ્યભિચાર માનતાં કાલિદાસનાં તો બધાં નાટકો અને કાવ્યો જેમ વ્હેલાં બાળી દેવાય એમ વધારે સારૂં એમ માનવું પડશે. આ બધા પછી એટલું કહેવું જોઇએ કે **સ્વીડનબોર્ગે** ‘અનેક સ્ત્રીલગ્નનું પ્રકરણ વ્યભિચાર અને નરક તરફના નીચલા ભાગમાં નહિ પણ લગ્નસ્નેહ અને સ્વર્ગ તરફના ઉપલા ભાગમાં મૂક્યું છે. પરંતુ

સ્વર્ગમાં જાતિસ્નેહ નથી; કેમકે જાતિજ સ્પષ્ટ નથી. ત્યાં પ્હોંચ્યા પ્હેલાં સ્ત્રી પુરુષ એક (one flesh) થઇ ચુક્યાં છે. જે જાતિમાં બ્રહ્મ છે, તે જાતિના આ સ્વર્ગમાં સ્નેહ કે જ્ઞાન એ સ્વીકારવાના પદાર્થ પ્રમાણે દિવસમાં ઘણી વખ્ત કે ક્ષણે ક્ષણે જાતિ ફરતી રહે છે, અને એ સ્વર્ગથી પણ અગાડી જવાના સમય પ્હેલાં 'જાતિ' એવું કાંઈજ રહેતું નથી, અને મ્હારૂં છેલ્લું સ્વર્ગ તો પરમાત્મા—બ્રહ્મ છે—જ્યાં સ્નેહ અને જ્ઞાન એ બંને પ્રવાહ કોઈ પણ રીતે ન ઓળખી શકાય તેમ એક છે, 'જ્ઞાન' અને 'સ્નેહ' એમ નહિ પણ એક કાંઈક તે એકજ—તે એકજ છે.

હજુ આની આ વાતને આપણા આર્યકાવ્યપ્રવાહની એક લક્ષ્ય મૂર્તિને જોતાં વધારે સ્પષ્ટ કરી શકીશું. કવિતા જ્યાં તત્વજ્ઞાનથી જૂદી થાય છે, ત્યાં તે એમ માનતો થાય છે કે ભોક્તા અને ભોજ્ય એમ બે ન હોય ત્યાં સુધી રસ સંભવતોજ નથી, અને એ વાત કોઇ કલ્પનાના પણ સૂક્ષ્મમાં સૂક્ષ્મ અનુભવથીએ સાચીજ લાગે તેવી છે. આપણામાં ભોક્તા અને ભોજ્યના છેવટના જેવા ઐક્યની મૂર્તિ અર્ધાંગ ઉમિયાશંકરની છે. આ શંકર એજ સ્વીડનબોર્ગનો 'લોર્ડ' છે; પરંતુ માશૂકને અર્ધાંગ બનાવી દેવી ત્યાંએ ખરા પ્રેમની કલ્પના તૃપ્ત થતી નથી અને મને તો છેવટના પ્રેમ તરીકે પેલું બ્રહ્મજ ઇષ્ટ છે. જે રસનું પણ રસ છે, જેને કવિતા રસ કહી અગાધ સ્નેહગીત ગાયા કરે છે, છતાં ત્યાં સુધી જતાં તો ચૂપજ થઇ જવું પડે છે. એ ભોક્તા ભોજ્યના ભેદ રહિત સ્થિતિમાં આનંદ શી રીતે છે, એ સ્થિતિ શું છે—એ હું જાણતો નથી; પરંતુ વસ્તુગતિ માત્રનો અંત તો આમાંજ હોવો જોઈએ એમ હું માનું છું. એ શું છે એ જાણવાને તો કેટલાએ યુગોની કેળવણીની જરૂર છે, અને વેદાંતનાં પુસ્તકોને

હૃદયના રસપૂર્વક વાંચવામાં આવે તો તમે કદાચ મ્હારાથી વિશેષ સ્પષ્ટ કાંઇક સમજી શકશો; પરંતુ હાલ તો સ્વીડનબોર્ગ એ શંકરમાં પણ કોઈ દંપતીને ભેળવી દેતો નથી, એટલો મ્હારે તેની સાથે વાંધો છે એટલું કહી, અને એને વેદાંત તરફ દૃષ્ટિ કરવાનો પ્રસંગ ન બનતાં તે બ્રહ્મને પિછાની શક્યો નથી એટલું કહી, હવે મ્હારે અહીં શ્વાસ લેવો જોઇએ.

**સ્વીડનબોર્ગનું** ઉપલું બ્રહ્માંડ સ્વર્ગ એટલે લગ્નસ્નેહને આ પ્રમાણે વિલોકી, તેના પ્રવાહને મ્હારાથી બની શકે તેટલો સૂક્ષ્મ બનાવી, અમુક અંત સુધી પ્હોંચાડી, હવે આપણે તેના બ્રહ્માંડના નીચલા ભાગ તરફ એટલે નરક અથવા વ્યભિચારસ્નેહ તરફ વળવું જોઇએ. અહીં પણ એકાદ પ્રકારે તેની તે ક્રિયા કરવાની છે. એટલે તેના તે પ્રવાહને સૂક્ષ્મતર બનાવવાનો છે. તેના સ્વર્ગ તરફના પ્રવાહને આપણે માત્ર વિસ્તાર આપતા ગયા છીએ; પરંતુ અહીં તેટલું કર્યા ઉપરાંત તેના નરક તરફના પ્રવાહને આપણે બરતરફી આપી દેવાની છે. સ્વર્ગ તરફના **સ્વીડનબોર્ગના** પ્રવાહમાં તેની દૃષ્ટિનું ટુંકાપણુંજ આપણે સુધારવાનું હતું; પરંતુ અત્ર એ દૃષ્ટિએ જે નથીજ એવું કાંઈ ભૂલથી જોએલું છે, તે ભૂલને પણ સુધારવાની છે. આટલું કરવા માટે પ્રથમ તો આપણે **સ્વીડનબોર્ગના** આખા બ્રહ્માંડના પ્રવાહને વધારે સ્પષ્ટતાથી અને વિશેષે કરીને હવે જોવાના છે તે ભાગોને તેનીજ દૃષ્ટિએ જોઈ જવા જોઇએ, અર્થાત્ પૂર્વપક્ષ જોઇ જવો જોઇએ.

સ્વર્ગના સૂર્યમાંથી જે પ્રવાહ ચાલે છે તે સ્વર્ગોની મારફત સ્થૂલ પૃથ્વીઓપર અને માનવિના મૃત્યુ પછી જે સ્થાનમાં માનવી સ્વર્ગમાં કે નરકમાં જવાની તૈયારી કરે છે તે સ્થાનપર પડે છે. આ પ્રવાહ લગ્નસ્નેહને એટલે પ્રભુપ્રેમને લીધે માનવીને મળી શકે

છે. આ પ્રવાહ હિતનો અને સત્યનો છે; આ પ્રવાહ દેવ છે અને વિસ્તારનો માર્ગ છે. પરંતુ એક બીજો અને સમાન બલવાળો પ્રવાહ સ્થૂલ પૃથ્વીઓપર અને સ્વર્ગ નરકની તૈયારી કરવાના પ્રદેશપર પડે છે: આ પ્રવાહ અંધકાર (chaos) માંથી નીકળે છે. આ પ્રવાહ વ્યભિચારસ્નેહને એટલે સ્વસ્નેહને લીધે માનવીને મળે છે. આ પ્રવાહ પાપનો અને અસત્યનો છે. આ પ્રવાહ દાનવ છે અને ધ્વંસનો માર્ગ છે. આ પ્રવાહ અંધકારમાંથી નીકળી નરકોની માર્ફત વહે છે. આ બંને સમાન બલવાલા પ્રવાહોની બરાબર વચમાં એટલે સમતોલન ( equilibrium )માં સ્થૂલ પૃથ્વીઓ અને સ્વર્ગ નરકની તૈયારીના પ્રદેશો છે. આ બંને પ્રવાહથી પૃથ્વીને જૂદી પાડી ને 'સ્થૂલ પૃથ્વી' કહીએ છીએ; કેમકે પૃથ્વી સ્થૂલ છે, અને આ બંને પ્રવાહો સૂક્ષ્મ છે, અને હવે આપણે જોઈશું ત્યારે જણાશે કે પૃથ્વી–એ સ્વર્ગ અને નરકનાં કપડાં છે. પૃથ્વી સમતોલનમાં છે કેમકે એ બંને પ્રવાહો સમાન બલવાળા છે; એટલુંજ નહિ પણ સામસામે ખેંચનારા છે. પૃથ્વી સ્વર્ગ નરકનાં કપડાં છે અને આ બંને પ્રવાહો પણ સ્વર્ગ નરકના હોવાથી અને વળી પૃથ્વીપર પણ હોવાથી તેનાં પણ કપડાં છે. પૃથ્વી કપડાં અથવા કપડાં જેવી છે; કેમકે તે સ્થૂલ પૃથ્વીની એટલે પૃથ્વીના માનવીની સ્થૂલતાની અર્થાત્ માંસ, ચર્માદિની ભીતર એ બેમાંથી એક પ્રવાહ મનુષ્ય જીવનમાં ભળેલો રહે છે. જેમ નાળિયેરની કૃતિમાં કાચલીની ભીતર ટોપરાનો ગોળો રહે છે, તેમ માનવી મરી જાય છે ત્યારે તેનું સૂક્ષ્મદેહ સ્વર્ગ કે નરકની તૈયારી કરવા પેલા પ્રદેશમાં જાય છે. જે કાંઈ સ્થૂલ પરમાણુઓ પૃથ્વીના અધ્યાસને લીધે તેનામાં હજુ રહી ગયા હોય, તેને તે સૂક્ષ્મદેહ ત્યાં ફેંકી દઈ, પોતાના સ્વભાવનીજ આબેહૂબ મૂર્તિ બની ખડું રહે છે, અને સ્વભાવને અનુકૂલ એટલે ઇચ્છિતસ્થાને ઇચ્છિત

સુખ ભોગવવા ચાલ્યું જાય છે. પૃથ્વીપર જે લગ્નસ્નેહમાં રહ્યા હોય તે સ્વર્ગમાં જાય છે અને વ્યભિચારમાં રહ્યા હોય તે નરકમાં જાય છે. નરકમાં જાય છે તેને પણ ત્યાં જવાનું ગમે છે કેમકે ત્યાંજ તેનો વિહાર છે, અને દરેક વિહારને આનંદ હોય છે, તેથી ત્યાંજ તેનો આનંદ છે. નરકના જીવને સ્વર્ગમાં લેઈ જવામાં આવે તો ત્યાંની હવાજ અને ત્યાંનો વિહારજ તેને અત્યંત અરુચતાં હોવાથી તે ત્યાંથી નાસવાનું કરે છે અને રોકી રાખવામાં આવે તો મૂર્છિત થઈ જાય છે. એજ પ્રમાણે નરકની ગંધાતી સ્થિતિથી નરકમાં દેવને થાય છે. આ પ્રમાણે આ બે પ્રવાહો સ્વર્ગ અને નરક કે દેવ અને દૈત્ય કે લગ્નસ્નેહ અને વ્યભિચાર, બે શત્રુની પેઠે સામસામા અને બની શકે તેટલું દૂર દૂર રહે છે. માનવી આ બંને પ્રવાહની મધ્યે સમતોલનમાં હોવાથી પોતાને ગમે ત્યાં સ્વર્ગ કે નરકમાં જાય છે, અને ત્રાજવાનું સમતોલન એક વખ્ત એક તરફ નમ્યાથી પછી તો વધારે અને વધારે ઝડપથી તે બાજુએ નમતું ચાલે છે તેથી સ્વર્ગમાં ગએલો દેવ અનંતતા સુધી વધારે અને વધારે દેવ થતો જાય છે અને નરકમાં ગએલો જીવ અનંતતા સુધી વધારે અને વધારે દૈત્ય થતો જાય છે. અનંતતા સુધી દેવ બનતો જતો જીવ અંતે પરમાત્મા થઈ જતો નથી, તેમ અનંતતા સુધી દૈત્ય બનતો જતો જીવ અંધકાર થઈ જતો નથી. (એ બે છેડા સ્વીડનબોર્ગની દૃષ્ટિની બહાર રહી ગએલા હોય એમ મને તેના આ પુસ્તક ઉપરથી તો લાગ્યું. છતાં સ્વીડનબોર્ગના વિચાર પ્રમાણે બે છેડા તો હોવાજ જોઇએ, પ્રભુસ્નેહ અને સ્વસ્નેહ એવા બે છેડા છે, અને તેના પ્રવાહ એક બીજા સાથે કશો મિલાપ રાખતા નથી.) હકીકત આમ છેઃ—વિશ્વમાં કાંઈ પણ વિરોધીરહિત નથી. વિરોધી અન્યોન્ય સગોત્ર નથી પણ પ્રતિપક્ષી છે. એકજ પદાર્થનાં મ્હોટામાં મ્હોટાં અને ન્હાનામાં ન્હાનાં વચ્ચે

સગોત્રત્વ છે પણ વિરોધી તો તેઓના પ્રતિપક્ષને લીધે પ્હેલાંઓની સામે છે; અને બીજા ભાગના મ્હોટાં ન્હાનાંમાં પણ પ્હેલા ભાગની માફકજ સગોત્રત્વ હોવાથી બંને ભાગનાં મ્હોટાં ન્હાનાં સૌજ પ્રતિપક્ષી છે. વિશ્વનો દેખાવ એક યુદ્ધનો દેખાવ છે. નિર્માણથી પુણ્યની ઉત્પત્તિ સ્થિતિ છે અને ત્યાંથીજ મ્હોટામાં મ્હોટા પ્રમાણનું અને ન્હાનામાં ન્હાના પ્રમાણનું પુણ્ય છે, અને જ્યારે આ ન્હાનામાં ન્હાનું પુણ્ય છેવટ છેક પ્રમાણશૂન્ય થઈ જાય, ત્યારે સામેની બાજુએથી પાપ ઉભું થાય છે અને તે તરફ શરૂ થાય છે. આમ છે તેથી કોઈ પણ પ્રકારનો કાંઈ પણ સંબંધ કે સંક્રાંતિ, પુણ્ય અને પાપ વચ્ચે નથી, પરંતુ પુણ્યને મ્હોટા ન્હાના પુણ્ય સાથે અને પાપને મ્હોટા ન્હાના પાપ સાથે સંબંધ કે સંક્રાંતિ છે. ~~પુણ્ય અને પાપ વચ્ચે નથી, પરંતુ પુણ્યને મ્હોટા ન્હાના પુણ્ય સાથે અને પાપને મ્હોટા ન્હાના પાપ સાથે સંબંધ અને સંક્રાંતિ છે.~~ પુણ્ય અને પાપ અને તેનું ન્હાનામાં ન્હાનું અણુ અણુ સામસામે પ્રતિપક્ષી અને વિરોધી છે તેથી પુણ્યના કણને અને પાપના કણને અન્યોન્ય કશો સંબંધ સંભવતો નથી. પુણ્ય એટલે સ્વર્ગ અને લગ્નસ્નેહ; અને પાપ એટલે નરક અને વ્યભિચાર. પુણ્ય અને પાપનો દેખાવ એક યુદ્ધનો દેખાવ છે અને તેથીજ વિશ્વનો પણ તેવોજ દેખાવ છે. હવે પાપ અને પુણ્ય વિરોધી હોવાથી તેઓ વચ્ચે એક મધ્યવર્તી પણ છે અને એ મધ્યવર્તીમાં સમતોલન રહે છે, જેમાં પુણ્યના વિનાશાર્થે પાપ સતત ગતિ કરતું રહે છે, પણ તે વિસ્તાર પામતું નથી તેથી તેના યત્નમાં જ્યાં છે ત્યાંજ અટકી રહે છે. પુણ્ય તો પોતાનો માત્ર બચાવજ કરવા માગે છે અને તેનામાં પ્રભુ કૃપાથી તે વિસ્તાર પામવાની શક્તિ હોતાં પોતાનો હેતુ પાર પાડી શકે છે ( યુદ્ધમાં

જે કાંઈ જોઇએ તે આવી ગયું. હવે એ મહાન્ યુદ્ધની બરાબર વચમાં એવી વિકટ સ્થિતિમાં એ મધ્યવર્તી માનવી છે. બિચારા માનવીને પ્રભુએ આવી સ્થિતિ કાં આપી? સ્વીડનબોર્ગ કહે છે આ ત્રાજવાનું સમતોલન માનવી છે, અને એ એમ છે; કેમકે આખા વિશ્વમાં પૂર્ણ તટસ્થ અને તેથી પૂર્ણ સ્વતંત્ર સ્થાન એજ છે. જ્યાંથી માનવી પોતાની ખુશી પ્રમાણે એમાંથી ગમે તે તરફ વળી શકે છે. આ સમતોલનની સ્થિતિને લીધેજ મનુષ્યમાં સ્વતંત્ર ઇચ્છા છે અને આ સમતોલનની મારફતજ મનુષ્ય વિચારે છે અને ઇચ્છે છે અને તેથી પોતે પોતાથીજ બોલતો અને વર્તતો હોય એમ માને છે. મનુષ્યચેતના આ પ્રમાણે પુણ્ય સ્વીકારવાનુ કે પાપ સ્વીકારવાનું ગમે તે પસંદ કરવાની પૂરી છુટમાં છે, અને તેથી તે પોતાની વિચારપૂર્વક પસંદગીથીજ લગ્નસ્નેહમાં અને સ્વર્ગમાં જાય છે કે વિચારપૂર્વક પસંદગીથીજ વ્યભિચારમાં અને નર્કમાં જાય છે. જો મનુષ્ય લગ્નસ્નેહમાં જાય છે તો તે પોતાનું મ્હોં અને છાતી પરમાત્મા ભણી રાખીને ચાલે છે; પણ જો મનુષ્ય વ્યભિચારમાં જાય છે તો તે પોતાની પીઠ પરમાત્મા ભણી રાખીને ચાલે છે. જો માનવી પરમાત્મા તરફ મ્હોં રાખે છે તો તેનું સ્વાતંત્ર્ય અને તેના વિચાર પરમાત્માથી દોરાય છે અને તે સ્વર્ગમાં જાય છે; પણ જો માનવી પરમાત્મા તરફ પીઠ રાખે છે એટલે અંધકાર તરફ મ્હોં અને છાતી રાખે છે તો તેનું સ્વાતંત્ર્ય અને તેના વિચાર અંધકારથી એટલે સ્વસ્નેહથી દોરાય છે અને તે નરકમાં જાય છે. સ્વર્ગ અને નરકના બીજરૂપ માનવી આમ તટસ્થ સ્થિતિમાં છે; કેમકે તટસ્થત્વ વિના સ્વાતંત્ર્ય સંભવતું નથી, અને માનવીને એવી સ્વતંત્ર સ્થિતિમાં પરમાત્મા તરફથી મૂકવામાં આવ્યું છે. કેમકે પરમાત્મા પોતાનો સ્વતંત્ર નિર્મલ રસ માનવીને પાઇ સ્વર્ગમાં દોરવા ઇચ્છે છે; અને સ્વતંત્ર રસ સ્વતંત્રનેજ

પાંઈ શકાય છે. પરતંત્ર જીવ સ્વતંત્ર રસ પી શકતો નથી. દેવ તરફ જવાયું એટલે સ્વર્ગ તરફ ખેંચાવાયું, તેથી દેવ સ્વતંત્ર નથી અને સ્વતંત્ર હોય એમ માનતા પણ નથી. દેવો જાણે છે અને માને છે કે તેઓનાં કૃત્યો અને તેઓના વિચારો પરમાત્માથી દોરાય છે. દૈત્ય તરફ જવાયું એટલે નર્ક તરફ ખેંચાવાયું તેથી દૈત્ય સ્વતંત્ર નથી; જો કે તેની તેવી સ્થિતિથી એટલે તે અંધકારથી દોરાતો ચાલે છે, તેવા જ્ઞાનથી બાતલ છે કેમકે તે અજ્ઞાન અને અસત્યમાં છે અને તેથી અંધારામાં છે કે છાયામાં છે.

(૨૧) ઉપલી હકીકતોને સાચી કે જૂઠી માનવા માટે તેને અમુક રીતે પણ કોઇ કસોટીમાં મૂકવી જોઇએ. આમ કરવા માટે આપણે એકેક પ્રશ્ન સ્વીડનબોર્ગની વિશ્વરચના માટેજ પૂછતા આવશું. એ સંબંધે કાંઈ પણ નિર્ણય મેળવતાં તેના કહેલા વ્યભિચારસ્નેહ સંબંધે નિર્ણય પોતાની મેળે મળી જશે.

(૨૨) પરમાત્માની સામે વિરોધી હોય એવો અંધકાર કે એવું કાંઈ પણ હોઈ શકે? અર્થાત્ પ્રભુકૃતિમાં એટલે વિશ્વમાં બે બલ સામસામે હોઇ શકે? વિશ્વમાં બે પ્રવાહ હોઇ શકે? હોય, તોપણ સમાન બળના હોઇ શકે? વિશ્વમા બે પ્રવાહ વૈરી હોઇ શકે? બે વૈરી સમાન બળના હોઈ શકે? એક પ્રવાહ વિના બીજો પ્રવાહ રહી શકે? વિશ્વ કેમ ચાલે છે? પરમાત્માના પ્રવાહ સામે તે પ્રવાહથી છેક રહિત એમ ધ્વંસ, પાપ, દાનવ, અસત્ય, વ્યભિચાર, નર્ક, અંધાર, રાત્રી, સ્વસ્નેહ, સ્વાર્થ, ગંદકી હોઈ શકે!

(૨૩) પરમાત્મા છે કે નહિ તે ભાંજગડમાં આપણે ઉતરવાનું નથી, કેમકે પરમાત્મા છે. તેમ સ્વીડનબોર્ગ માને છે અને મને પણ પરમાત્મા છે એટલું તો માનવાને કાંઈ વાંધો નથી. પરમાત્મા વિશ્વની

ઉત્પત્તિનું કારણ અને ઉત્પતિ-પરંપરાનું એટલે સ્થિતિનું કારણ છે એમ હું પણ સ્વીડનબોર્ગની સાથેજ માનીશ, એમ માનવું એ વિશ્વ પરમાત્માથી ઉત્પન્ન થયું છે અને પરમાત્માથી જીવે છે એમ માનવાની બરાબર છે; અને સ્વીડનબોર્ગ તેમજ હું એ વાત કબુલ રાખીએ છીયે. જે પદાર્થ જે પદાર્થથી જન્મ્યો છે અને જે પદાર્થથી જન્મ્યા કરે છે એટલે જીવ્યા કરે છે, તે પદાર્થ જે પદાર્થથી તે જન્મીને જીવે છે તેના જેવો ગુણમાં ને ગતિમાં હોય છે; કેમકે તે પદાર્થ પેલા મૂળ પદાર્થનો એક અંશ છે અને દરેક અંશ તે જેનો અંશ છે તેના જેવો હોય છે. આ વાત પણ સ્વીડનબોર્ગ સ્વીકારે છે. આ વાતની સાક્ષી તો ક્ષણે ક્ષણે આખું વિશ્વ પૂરતું ચાલે છે. ચંદ્ર પૃથ્વીમાંથી નીકળ્યો તો પૃથ્વીનીજ આસપાસ ફરે છે, અને સમુદ્રમાંથી નીકળ્યો છે, તેથી સમુદ્રને ખેંચ્યાજ કરે છે, એટલું અંશ અને અંશના મૂલ પદાર્થનું ગોત્ર તો સૌ જાણે છે. ચંદ્ર પૃથ્વીમાંથી નીકળ્યો અને પૃથ્વી સૂર્યમાંથી નીકળી તેથી પૃથ્વી અને સૂર્યનો સંબંધ કોણ નથી જાણતું? પણ ચંદ્ર પણ સૂર્યનાજ ગોત્રનો છે. અને તેથીજ તે સૂર્યના અનુકૂળ તેજને ગ્રહી શકે છે, અથવા તેથીજ સૂર્યનો પ્રકાશ ચંદ્રપર પડી શકે છે. વનસ્પતિ સૂર્યથી પોષાય છે તે પણ એનું એજ ગોત્રત્વ છે. બરાબર સમાંતરે ચાલતા અને નિયમિત ગ્રહો સૂર્યની આસપાસ ફર્યા કરે છે, તે પણ એનું એજ ગોત્રત્વ છે. આપણો સૂર્ય સ્વર્ગના સૂર્યથી પોષાય છે તે પણ એનું એજ ગોત્રત્વ છે. બધું વિશ્વ પરમાત્મામાંથી છે અને તેથી બધા વિશ્વના અંશોને અન્યોન્ય અને સૌને પરમાત્મા સાથે ગોત્રત્વ છે. પરમાત્માજ જીવન છે, તો પરમાત્મા વિના હયાતીજ સંભવતી નથી. પરમાત્મા પુણ્ય છે એટલે બધી હયાતી મ્હોટાં નાનાં પુણ્ય છે. પરમાત્મામાં પાપ ન હોય તો કશા પદાર્થમાં પાપનો સંભવજ નથી. અને સ્વીડનબોર્ગ તેમજ આપણે પરમાત્મામાં પાપનો અભાવજ

માનીએ છીયે તેથી સર્વ પદાર્થમાં પાપનો અભાવ બલાત્કારે પણ માનવોજ પડશે.

(૨૪). આટલું માન્યા પછી **પરમાત્માની** સામે વિરોધી હોય એવો અંધકાર કે એવું કાંઇ પણ હોઈ શકે નહિ, એ બલાત્કારે પણ માનવું પડશે; અર્થાત્ પ્રભુકૃતિમાં એટલે વિશ્વમાં બે બલ સામસામે હોઈ શકે નહિ એમ માનવું પડશે. પરમાત્માના પ્રવાહની સામે તે પ્રવાહથી છેક રહિત એમ ધ્વંસ, પાપ, દાનવ, અસત્ય, વ્યભિચાર, નર્ક, અંધાર, રાત્રી, સ્વસ્નેહ, સ્વાર્થ, ગંદકી, હોઈ શકે નહિ એ પણ માનવુંજ પડશે. પરમાત્મામાંથી બધું ઉત્પન્ન થયું છે, તેમ છતાં **પરમાત્માથી** વિરૂદ્ધ અર્ધ વિશ્વ કેમ છે? એવો સવાલ એક દેવે **સ્વીડનબોર્ગને** પૂછયો હતો. ઉત્તર કાંઈજ સંતોષકારક નથી એટલુંજ નહિ પણ **સ્વીડનબોર્ગની** નિર્મલ દૃષ્ટિને ઝાંખપ લગાડે તેવું છે. અને તે યાદ રાખી અત્ર લખવા સરખું પણ વજનદાર મને ન લાગવાથી, એ લખીને વ્યર્થ કાલક્ષેપ હું કરતો નથી. એ ઉત્તર તે દેવે સાંભળીને પણ કાંઇ સંતોષ બતાવ્યો નથી. છતાં **સ્વીડનબોર્ગ** તરફથી આનો સંતોષકારક ખુલાસો તમારા જાણવામાં કાંઈ હોય તો કૃપા કરી લખશો.

(૨૫). **સ્વીડનબોર્ગ** માને છે તેમ વિશ્વમાં બે બલ સામસામે વિરોધી હોય તો વિશ્વરચના કેટલી બધી દયાપાત્ર થઈ જાય છે તે જોવું જોઇએ. વિશ્વના બંને છેડાપર સામસામે ખેંચતાં એવાં સમાન બલનાં બે વિરોધી તત્ત્વ મૂકતાંજ વિશ્વ ટુકડે ટુકડા થઈ જશે. વિશ્વ એટલે બે શત્રુઓની ઢાલ તૂટી જતાં બંને શત્રુઓ સામસામા આવી ઉભા રહેશે, લડવા અને મારામારી કરવા લાગશે, અને બંને સમાન બલના અમર અને અન્યોન્ય સાક્ષાત્ વૈરભાવના હોવાથી એ યુદ્ધ

કદી પૂરૂં થશેજ નહિ. પરિણામ કદાચ એવું આવે કે બંને મૂર્છામાં અમુક સમય સુધી પડ્યા રહે એટલે એક તરફ પરમાત્મા લાંબો થઇને હાંફતો પડે અને બીજી તરફ અંધકાર તેવીજ રીતે પડે અને ફરી ઉઠી ફરી લડવા લાગે અને ફરી પડે અને ફરી લડે. આ બંને શત્રુઓ લડે કે પડે તેમાં આપણે તો કશું વિચારવાનું છેજ નહિ; કેમકે વિશ્વ તો રહીજ શક્યું નહિ હોય. વિશ્વને આ બંને બલથી ન તૂટી શકે તેવું મજબૂત માનતાં તો તેની સ્થિતિ વળી વધારે બગડે છે. એક પતિને બે શંખણી શોક્યોમાંહેની એક દાદરપર અને એક દાદર નીચે ખેંચતી હોવાથી, બિચારા પતિને રાત્રી આખી એક પગથીઆપરજ ટીંગાઇ રહેવાની વાર્તામાંના પતિસરખી વિશ્વની સ્થિતિ થશે. એ શોક્ય માંહેની પરમાત્મા શોક્યને આપણે ભલી ગણીએ છીએ તો તે કદાચ અંતે વિશ્વને દુઃખ થતું જાણી છોડી દે તોપણ તે બિચારાને પેલી શંખણી પાપમૂર્તિ અંધકાર શોક્યનાજ કબજામાં જવાનું રહેશે, અને એક વખ્ત તે તરફ જવાયું એટલે સમતોલન તે તરફ ખસી જતાં વિશ્વને ફરી ઉંચે આવવાની આશા તો નથીજ; પણ વધારે અને વધારે અંધારામાંજ તેને જવાનું રહે છે.

( ૨૬ ) પૃથ્વી હયાત છે અને પૃથ્વી ગતિમાં છે એ સ્પષ્ટ હકીકતને સ્પષ્ટતર કરવાની જરૂર નથી. એ હકીકતજ ફરી સાબીત કરી આપે છે કે પૃથ્વીમાં બે વિરોધી બલ નથી અને હોય તોપણ પૃથ્વી સમતોલનમાં નથી. કોઈ પણ પદાર્થ બરોબર સમતોલનમાં હોઇજ શકતો નથી કેમકે સમતોલન વિશ્વમાં છેજ નહિ. દરેક પદાર્થ પોતાને કાંટે જતો જાય છે અને એ ગતિજ કહી દે છે કે પૂર્ણ સમતોલનવાળો કાંટો આ વિશ્વ નથી અને તેવો કોઇ પ કાંટો વિશ્વમાં હોઈ શકે નહિ. સમુદ્રનાં પાણીની ગતિ તરફ દૃષ્ટિ

ભરતી અને ઓટ વચ્ચે સમતોલન નથી, પણ ભરતી એટલે વિસ્તાર એ ઓટ એટલે સંકોચ કરતાં વધારે છે, અને તેથીજ સમુદ્રમાં પડેલું પાટિયું પ્રત્યેક ક્ષણે કોઇ પણ કિનારા તરફજ ખેંચાતું જાય છે અને અંતે કિનારે નીકળી પડે છે. સમુદ્ર જેમ ઓટનો નહિ પણ ભરતીનો છે, તેમજ વિશ્વ અંધકારનું નહિ, પણ પરમાત્માનું છે. આમ છે તેથીજ વિશ્વ નિરંતર સુધરતુંજ ચાલે છે. વિશ્વ આખું એકજ ગોત્ર છે.

(૨૭) પરંતુ આવા નિશ્ચયપર આવતાં પાપ રહેશે નહિ અને તેથી પુણ્ય પણ રહેશે નહિ, વિશ્વ દ્વંદ્વરહિત એટલે શૂન્ય થઈ રહેશે. ગતિનો અને પુરુષાર્થનો નાશ થઇ જશે. ગતિ કરવી એટલે એકની પાસે જવું અને તેની સામેનું એવું જે હોય તેનાથી દૂર જવું; આવી ગતિજ રહેશે નહિ, અને શું ખરૂં સત્ય તો એજ નથી? આ અનંત બ્રહ્માંડની મહાન્ સાંકળની એક ન્હાની સરખી આંકડી હું અને તું, પોતાથી શું ગતિ કરવાને શક્તિમાન્ છીએ? અને આ વિશ્વ આખું એક ન્હાનું સરખું અણુ પોતાથી શું ગતિ કરી શકે તેમ છે? અનંત પરમાત્મામાં આ વિશ્વ એ નહિ સરખોજ વિસ્તાર છે અને તે પણ છે એવું તેનાથીજ આપણે બોલી શકીએ છીએ, જોઇ શકીએ છીએ, ... શકીએ છીએ; પરંતુ આવા ધુમસમાં આપણી દૃષ્ટિને આપણે નહિ ધુંચવીએ અને આપણે ગતિ કરી શકીએ છીએ અને તે કેવા પ્રકારની? કેવી રીતે? તે જોઈશું.

(૨૮) આ વિશ્વનું મૂલ બીજ બ્રહ્મ તેનાથી વિખૂટાં પડવું તેને આપણે સંકોચ માનીશું, અને તેની પાસે જવું તેને આપણે વિસ્તાર કહીશું. દરેક અણુ કંપે છે અથવા શ્વાસ લે છે એટલે સંકોચાય છે, અને વિસ્તરે છે કેમકે પરમાત્મા તેમ કરે છે. પરમાત્માનો

એકજ સ્વભાવ છે, અને તે કંપ છે. સંકોચ અથવા ધ્વંસ એટલે મૃત્યુ બહુ ઝડપથી થઈ શકે છે. અને તેનો ક્રમ બહુ તપાસવા જેવો પણ નથી; પરંતુ વિસ્તાર બહુજ ધીમી ગતિએ જાય છે, અને તેનો ક્રમ બહુ સુંદર અને બારીકીથી તપાસવા જેવો છે. કોઇ વૃક્ષ દાહથી શી રીતે બળી જાય છે કે પોતાની મેળે શી રીતે સુકાઇ જાય છે તે જાણવાને માટે એટલુંજ જોવું બસ છે, કે તેને જે પોષણ મળતું હતું તે કમી અને પછી બંધ થઇ ગયું. એ વૃક્ષ કેમ ઉગે છે, તેને શી રીતે અને શું પોષણ મળે છે, તે જાણતાં એનું મૃત્યુ શી રીતે થાય છે તે સહજે સમજાઇ જાય છે. આજ પ્રમાણે સૂર્યમાંથી પૃથ્વી ફાટી નીકળી તે એક ક્ષણમાં થઇ ગયું; પરંતુ પૃથ્વી વિસ્તાર પામતી જાય છે. અને અંતે તેની જરૂર નહિ રહેતાં સૂર્યમાં ભળી જશે. તે ગતિનો ક્રમ બહુ લાંબો છે; પરંતુ આ બધી ગતિ એક કંપ છે. કંપ એ વિશ્વની ઉત્પત્તિ છે, અને કંપપરંપરા એ વિશ્વની સ્થિતિ છે. વૃક્ષનું બીજ જેમ કંપી કંપી વિસ્તારના સમયમાં પર્ણ બનવાની ગતિ પામી તે ગતિથી વધારે અને વધારે વૃક્ષ બને છે. પશુનું બીજ જેમ કંપી કંપી વિસ્તારના સમયમાં રક્ત બનવાની ગતિ પામી તે ગતિથી વધારે અને વધારે પશુ બને છે; તેમજ વિશ્વનું બીજ કંપી કંપી વિસ્તારના સમયમાં પરમાત્મા બનવાની ગતિ પામી તે ગતિથી વધારે અને વધારે વિશ્વ બને છે. વધારે અને વધારે પર્ણ બનવું એ જેમ વધારે અને વધારે વૃક્ષ બનવું છે; વધારે અને વધારે રક્ત બનવું એ જેમ વધારે અને વધારે પશુ બનવું છે; તેમજ વધારે અને વધારે પરમાત્મા બનવું એ વધારે અને વધારે વિશ્વ બનવું છે.

માનવી એ એક ન્હાનું વિશ્વજ છે, તેથી તે પણ જેટલું પરમાત્મા અને તેટલું વધારે માનવી બને છે. વધારે માનવી બનવું એટલે વધારે પરમાત્મા બનવું એજ છે. પશુ પણ એક ન્હાનું અને વધારે સ્થૂલ

વિશ્વજ છે. તેથી તેનું વધારે અને વધારે રક્ત બનવું એ વધારે અને વધારે પરમાત્માજ બનતું છે, અને પશુ જેટલું વધારે રક્ત બને છે તેટલુંજ તે વધારે પરમાત્મા બનતું જાય છે. એજ પ્રમાણે વૃક્ષનું અને પત્થરનું અને કોનું નહિ? પદાર્થ માત્ર પરમાત્માનેજ ચૂસે છે; પરંતુ તે રસને પોતાના શરીરને અનુકૂલ કરી ચૂસે છે, કેમકે એમ થયા વિના એ રસ મળી શકતો નથી; અર્થાત્ પ્રભુ જેને જેવા રૂપમાં ગોઠે છે, તેને તેવા રૂપમાં પ્રાપ્ત થાય છે. હજુ બીજી રીતે કહીએ તો વિશ્વના મહાયજ્ઞમાં સૌ પોતાની ઇચ્છાનુસાર હોમાયા કરે છે. કૃષ્ણ જેને યજ્ઞ કહી સમજાવે છે, તેને ક્રાઇસ્ટ અને તેથી સ્વીડનબોર્ગ એક કોદાર કહી સમજાવે છે. પરંતુ આ ગતિ સીધી સીધી લીટીપર રેડી જતી નથી પણ કંપતી ચાલે છે. કેમકે પરમાત્માના ખેંચાણના સમયમાં છતાં ધ્વંસને કાળે તેને જે ધક્કો લાગ્યો છે તેની અસર હજુ ગઇ નથી અને કદી જવાની નથી. દરેક ગતિની અસર અમર છે અને સર્વત્ર છે. મહાસાગરમાં કાંકરી ફેંકતાં એ મહાજલની વસ્તુગતિમાં જે ક્ષોભ ઉત્પન્ન કર્યો તેની અસર ન દેખતાં છતાં આખા સમુદ્રપર અને આખા સમુદ્રની હયાતી સુધી છે. તે કાંકરી પડી ન હોત અને સમુદ્રની સ્થિતિ જેવી હોત તેવી કાંકરી પડ્યા પછી બનવાની નથી. આ પ્રમાણે ગતિના બે ભાગ કરશું એટલે એકજ પરમાત્મામાંથી બે બંધુ જેવા પણ ઉપયોગાર્થે સામાસામા હોવાથી શત્રુ જેવા ભાસતા બે પ્રવાહને વહાવીશું. એમાં એક સંકોચનો પ્રવાહ અને બીજો વિસ્તારનો પ્રવાહ છે. સંકોચનો પ્રવાહ પરમાત્માથી દૂર મોકલે છે અને વિસ્તારનો પ્રવાહ પરમાત્મા પાસે લઇ જાય છે. સંકોચનો પ્રવાહ પરમાત્માથી દૂર કરે છે એટલે સૌથી દૂર અર્થાત્ સમષ્ટિમયતાથી દૂર કરે છે અને વ્યષ્ટિમયતામાં મોકલે છે. વિસ્તારનો પ્રવાહ પરમાત્મા પાસે લઇ જાય છે એટલે સૌ પાસે

લઈ જાય છે અર્થાત્ વ્યષ્ટિમયતાથી દૂર કરે છે અને સમષ્ટિમયતામાં મોકલે છે. વનનાં વૃક્ષો જ્યારે વસંતમાં ખીલી રહે છે અને વિસ્તરી રહે છે ત્યારે વન લગ્નસ્નેહ જેવું ગાઢ અને આલિંગનમાં હોય તેવું લાગે છે. પણ જ્યારે પાનખર ઋતુમાં પત્રહીન શુષ્ક થઇ રહે છે એટલે સંકોચાઈ રહે છે ત્યારે છેક નીચલા થડથી શિખાસુધી દરેક વૃક્ષ છૂટું છૂટું લાગે છે; જાણે કેમ કાંઇ એ વનમાં અણબનાવ પેદા થયો ન હોય. બનાવ એ સ્વર્ગ, લગ્નસ્નેહ, સત્ય અને પુણ્ય છે; ત્યારે અણબનાવ એ નર્ક, વ્યભિચાર, અસત્ય અને પાપ છે. સ્વીડનબોર્ગના પ્રવાહ જેવાજ આપણા પ્રવાહ થઇ રહે છે; પરંતુ તફાવત માત્ર એટલોજ છે કે તે શત્રુઓ નથી પણ મિત્ર છે. અણબનાવ ક્યાંએ નથી. વિશ્વનો દેખાવ યુદ્ધનો નથી પણ સ્નેહનો છે; આમ હોવાનું કારણ એટલુંજ છે કે ધક્કાના પ્રવાહે ખેંચાણના પ્રવાહને મદદ આપવાનું પોતાનું કાર્ય એક ક્ષણમાં બજાવી લેઇ ખેંચાણનેજ મદદ આપવા ધક્કો ખેંચાણની સાથે નિત્ય રહે છે. ખેંચાણ પરમાત્મા તરફ માર્ગ કરતું જાય છે; ત્યારે ધક્કો તે માર્ગને રસ પુરતો જાય છે. જેનું યૌવન સ્નેહમાં ગયું હોય તેવા વૃદ્ધને પૃછો કે તેની માશુક તરફનું તેનું ખેંચાણ કેટલું બધું ઉપયોગી હતું; પણ તે ખેંચાણમાં જ્યાં જ્યાં ધક્કા લાગતા, જ્યાં જ્યાં અડચણો નડતી, જ્યાં જ્યાં અશ્રુ ખરતાં તે સમય કેટલો બધો રસપૂર્ણ હતો? અહો! ધક્કો ખેંચાણને ક્યાં મદદ કરે છે તે મહાત્મા સ્વીડનબોર્ગ જોઇ શકયો નહતો એમ લાગે છે. ખરો લગ્નસ્નેહ એ, એ બે પ્રવાહનાજ લગ્નમાં છે એટલું પણ કહી લેવું જોઇએ. આત્મામાં એ પ્રવાહનું લગ્ન થાય, એ બે પ્રવાહ એકમય (One flesh) થઇ જાય ત્યારેજ લગ્ન પૂર્ણ થયું કહેવાય, મોક્ષાનુભવ પ્રાપ્ત થયો કહેવાય, સમતોલન મેળવ્યું કહેવાય. આપણે સમતોલનમાં નથી. પરંતુ કંપના એક તરફના ભાગમાં કંપતા ચાલીએ છીએ.

સમતોલન દિવસે દિવસે ખોતા જતા નથી પણ મેળવતા જઇએ છીએ. બંને પ્રવાહ સમાન પવિત્ર છે અને તેથીજ તેઓનું લગ્ન સંભવે છે. આમ હોવા છતાં વિચારને સ્પષ્ટતા, સરલતા અને સગવડ આપવાની ખાતર માશૂકથી દૂર કરવા ઇચ્છતા ધક્કાના પ્રવાહને નર્ક પાપ, વ્યભિચાર, અસત્ય અને સંકોચ કહેશું અને માશૂક પાસે લેઇ જતા ઇચ્છતા ખેંચાણના પ્રવાહને સ્વર્ગ, પુણ્ય, લગ્નસ્નેહ, સત્ય અને વિસ્તાર કહેશું.

(૨૯) પરંતુ એ પ્રવાહને દુશ્મન મટાડી મિત્ર બનાવતાં વિશ્વનો દેખાવ ક્રોધમાંથી શાંતિમાં આવી ગયો છે, એટલુંજ નહિ પણ વિશ્વનો આકાર પણ ફરી ગયો છે. વિશ્વ એ છેડાવાળી એક લીટી હતી તેને બદલે એક ચક્ર બની ગયું છે. એક લીટી એ શું ક્રોધનો અને સંકોચનો નમુનો નથી? એક ચક્ર એ શું શાંતિનો અને વિસ્તારનો નમુનો નથી? વિશ્વ ચક્ર બન્યા પછીજ અનંત બની શકે તેમ છે. કોઇ પણ પ્રકારની લીટી જ્યાં સુધી તે આર્દ્ર થતી થતી, ચક્ર બની જતી નથી, ત્યાં સુધી અનંત બની શકતી નથી. બ્રહ્માંડમાં સીધી લીટી ટકીજ શકતી નથી, કેમકે બ્રહ્માંડની ગતિ અને સ્થિતિ ચક્રની છે. બ્રહ્માંડમાં સીધી લીટી ટકીજ શકતી નથી, તેને માટે પહેલીજ તપાસે ખાતરી કરી લેવા સૂક્ષ્મદર્શક યંત્રમાંથી એક સીધી છરીની ધાર જુઓ. ખરેખર તે સીધી નથી પણ સર્પાકાર છે અને ચક્ર બનવા મથતી હોય તેમ લાગે છે. વળી સીધી લીટી પાસે જવું એ નર્ક છે અને ચક્ર પાસે જવું એ સ્વર્ગ છે. તેને માટે મનુષ્યોના ચ્હેરા જુઓ. માણસ જ્યારે રડે છે ત્યારે તેનો ચહેરો લાંબો એટલે સીધી લીટી જેવો થાય છે પણ જ્યારે તે હસે છે, ત્યારે તેનો ચહેરો ગોળ ચક્ર જેવો એટલે ગોળા જેવો થાય છે. વળી તમારી આસપાસ જુઓ

અને આકાશમાં જુઓ. શું તમને દરેક પદાર્થ વધારે અને વધારે ગોળ બનવા મથે છે એમ નથી દેખાતું ? વિશ્વ ગોળ છે એટલે ભેટેલું છે અને કંપે છે એટલે હજુ વધારે ભેટતું જાય છે અને તેના બંને પ્રવાહો સગોત્ર છે તો પછી એ જુદા અને વૈરભાવમાં રહી શકે ? આની આ વાત દરેક વિચારને અંતે સાબીત થઇ શકશે; કેમકે તે બ્રહ્માંડનું સત્ય છે અને બ્રહ્માંડના સત્યમાં પ્રભુનો ખળકો છે તેથી તે સાંભળતાંજ સમજી જવાય છે, એટલુંજ નહિ પણ જોઇ શકાય છે, અને તે દરેક સ્થાને અને દરેક સમયે જોઇ શકાય છે. પરંતુ આટલી રીતે એ બે પ્રવાહની મૈત્રી માટે તેની ગતિને જોઇ હવે સગવડ ખાતર બંનેને દુશ્મન માની આપણે અગાડી નાટક ભજવવા ઉતરવુંજ પડશે.

(૩૦) આ બંને પ્રવાહ વિરોધી હોય તો તે સમાન બલના હોઈ શકે ? દરેક યુદ્ધને અંતે શાંતિ હોય છે કેમકે બેમાંથી એક સૈન્ય નબળું હોય છે કે અકસ્માતથી નબળું થયું હોય એમ લાગે છે. પરંતુ અકસ્માત એ યુદ્ધમાં બેમાંથી એકની ભૂલ છે અને ભૂલ કરનાર સૈન્ય નબળુંજ છે. બે સમાન બલનાં સૈન્ય વિશ્વમાં લડ્યાં નથી અને લડશે નહિ 'બે સમાન બલ' એવું શબ્દજ **વિશ્વમાં** ' [illegible] ' નથી

સમતોલન દિવસે દિવસે ખોતા જતા નથી પણ મેળવતા જઇએ છીએ. બંને પ્રવાહ સમાન પવિત્ર છે અને તેથીજ તેઓનું લગ્ન સંભવે છે. આમ હોવા છતાં વિચારને સ્પષ્ટતા, સરલતા અને સગવડ આપવાની ખાતર માશૂકથી દૂર કરવા ઇચ્છતા ધક્કાના પ્રવાહને નર્ક, પાપ, વ્યભિચાર, અસત્ય અને સંકોચ કહેશું અને માશૂક પાસે લેઇ જતા ઇચ્છતા ખેંચાણના પ્રવાહને સ્વર્ગ, પુણ્ય, લગ્નસ્નેહ, સત્ય અને વિસ્તાર કહેશું.

(૨૯) પરંતુ એ પ્રવાહને દુસ્મન મટાડી મિત્ર બનાવતાં વિશ્વનો દેખાવ ક્રોધમાંથી શાંતિમાં આવી ગયો છે, એટલુંજ નહિ પણ વિશ્વનો આકાર પણ ફરી ગયો છે. વિશ્વ બે છેડાવાળી એક લીટી હતી તેને બદલે એક ચક્ર બની ગયું છે. એક લીટી એ શું ક્રોધનો અને સંકોચનો નમુનો નથી ? એક ચક્ર એ શું શાંતિનો અને વિસ્તારનો નમુનો નથી ? વિશ્વ ચક્ર બન્યા પછીજ અનંત બની શકે તેમ છે. કોઇ પણ પ્રકારની લીટી જ્યાં સુધી તે આર્દ્ર થતી થતી, ચક્ર બની જતી નથી, ત્યાં સુધી અનંત બની શકતી નથી. બ્રહ્માંડમાં સીધી લીટી ટકીજ શકતી નથી, કેમકે બ્રહ્માંડની ગતિ અને સ્થિતિ ચક્રની છે. બ્રહ્માંડમાં સીધી લીટી ટકીજ શકતી નથી, તેને માટે પહેલીજ તપાસે ખાતરી કરી લેવા સૂક્ષ્મદર્શક યંત્રમાંથી એક સીધી છરીની ધાર જુઓ. ખરેખર તે સીધી નથી પણ સર્પાકાર છે અને ચક્ર બનવા મથતી હોય તેમ લાગે છે. વળી સીધી લીટી પાસે જવું એ નર્ક છે અને ચક્ર પાસે જવું એ સ્વર્ગ છે. તેને માટે મનુષ્યોના ચ્હેરા જુઓ. માણુસ જ્યારે રડે છે ત્યારે તેનો ચહેરો લાંબો એટલે સીધી લીટી જેવો થાય છે પણ જ્યારે તે હસે છે, ત્યારે તેનો ચહેરો ગોળ ચક્ર જેવો એટલે ગોળા જેવો થાય છે. વળી તમારી આસપાસ જુઓ

અને આકાશમાં જુઓ. શું તમને દરેક પદાર્થ વધારે અને વધારે ગોળ બનવા મથે છે એમ નથી દેખાતું? વિશ્વ ગોળ છે એટલે ભેટેલું છે અને કંપે છે એટલે હજુ વધારે ભેટતું જાય છે અને તેના બંને પ્રવાહો સગોત્ર છે તો પછી એ જુદા અને વૈરભાવમાં રહી શકે? આની આ વાત દરેક વિચારને અંતે સાબીત થઇ શકશે; કેમકે તે બ્રહ્માંડનું સત્ય છે અને બ્રહ્માંડના સત્યમાં પ્રભુનો ખળકો છે તેથી તે સાંભળતાંજ સમજી જવાય છે, એટલુંજ નહિ પણ જોઇ શકાય છે, અને તે દરેક સ્થાને અને દરેક સમયે જોઇ શકાય છે. પરંતુ આટલી રીતે એ બે પ્રવાહની મૈત્રી માટે તેની ગતિને જોઇ હવે સગવડ ખાતર બંનેને દુશ્મન માની આપણે અગાડી નાટક ભજવવા ઉતરવુંજ પડશે.

(૩૦) આ બંને પ્રવાહ વિરોધી હોય તો તે સમાન બલના હોઈ શકે? દરેક યુદ્ધને અંતે શાંતિ હોય છે કેમકે બેમાંથી એક સૈન્ય નબળું હોય છે કે અકસ્માતથી નબળું થયું હોય એમ લાગે છે. પરંતુ અકસ્માત એ યુદ્ધમાં બેમાંથી એકની ભૂલ છે અને ભૂલ કરનાર સૈન્ય નબળુંજ છે. બે સમાન બલનાં સૈન્ય વિશ્વમાં લડયાં નથી અને લડશે નહિ 'બે સમાન બલ' એવું કાંઇજ વિશ્વમાં સંભવતું નથી કેમકે વિશ્વનો કર્તા અને તેને પોષનાર એકજ કોઇ છે.

(૩૧) બે અસમાન પ્રવાહની વચમાં જે પદાર્થને મૂકવામાં આવે તે બલવત્તર પ્રવાહની તરફ ખેંચાઈ જાય છે. વિશ્વમાં બલવત્તર પ્રવાહ વિસ્તારનો લગન સ્નેહનો અને તેથી પુણ્યનો છે, અને પાપનો પ્રવાહ નબળો છે કેમકે પુણ્યનો પ્રવાહ પ્રભુકૃપાથી વિસ્તાર પામી શકે છે, કેમકે તે પ્રભુનો છે અને પાપનો પ્રવાહ વિસ્તાર પામી શકતો નથી કેમકે તે પ્રભુનો નથી કે માશૂકનો નથી કેમકે તેમાં જતાં માશૂક દૂર જાય છે જેમ બનવું કોઇ ઇચ્છિતું નથી.

(૩૨) છતાં કોઈ પણ સ્વર્ગમાં પૂરો સાચો લગ્નસ્નેહ નથી એવું **સ્વીડનબોર્ગ**નું કહેવું આપણી સાથે એટલું સાબીત કરે છે કે સ્વર્ગમાં એટલે વિસ્તાર પ્રવાહના કોઇ ઉચ્ચસ્થાન સુધીએ સંકોચપ્રવાહ અગાડી જવાય તેમ કમી થતો થતો પણ સાથે તો રહેજ છે. બેમાંથી એકે પ્રવાહનો નાશ થતો નથી. સ્થૂલભાવના એટલે વ્યભિચાર છેક નાબૂત થતાં તો દંપતી એકલા પૂર્ણ સ્વચ્છ લગ્નસ્નેહને લીધે એક (One flesh) થઇ જવાં જોઇએ; જે **સ્વીડનબોર્ગ**ના એક પણ સ્વર્ગમાં બનતું નથી. આપણી રીતી પ્રમાણે એ બને છે પણ એ સ્થિતિ દ્વંદ્વ રહિત હોવાથી, આ દ્વંદ્વની વાતમાં તેને ઘુસાડવી યોગ્ય નથી. ત્યારે જ્યાં સુધી દેવ દેવી એક રૂપ બની ગયાં નથી ત્યાં સુધી એક રૂપ બનવાને ગતિ કરે છે, અને તે ગતિનો હેતુ વ્યભિચારને છેક ખંખેરી નાંખવાનો છે, છતાં એ ગતિને **સ્વીડનબોર્ગ** અનંતકાલની ગતિ બનાવે છે. તે સાબીત કરી આપે છે કે ગમે તેવા લગ્નસ્નેહમાં વ્યભિચાર થોડે ઘણે અંશે પણ ભળેલોજ રહે છે. લગ્નમાં વ્યભિચાર ભળેલો રહે છે એટલે સ્વર્ગમાં નર્ક અને પુણ્યમાં પાપ ભળેલું રહે છે; જે **સ્વીડનબોર્ગ**ની વાત **સ્વીડનબોર્ગ**નીજ સામે સાબીત કરી દે છે કે એ બે પ્રવાહ સામસામેથી ઉઠી, જૂદી જૂદી દિશાએ ચાલતા નથી; એટલુંજ નહિ પણ સત્યનો પ્રવાહ અસત્યના પ્રવાહ વિના રહી શકતો નથી; એટલે દરેક સત્યમાં અસત્યના અંશ છે. બે પ્રવાહ ભળી શકે છે એ તેનું સામ્ય છે; એટલે સત્યનો પ્રવાહ અસત્યના પ્રવાહમાં પણ છેજ અને હરબર્ટ સ્પેન્સર સાચુંજ કહે છે કે દરેક અસતમાં સતનો આત્મા છે. આ કેવી રીતે સાચું છે તે વિશેષ જાણવા માટે સ્પેન્સરની પ્રબલ જડવાદી ફિલસુફીનાં પુસ્તકો માંહેના પ્હેલા પુસ્તકનું પ્હેલુંજ પ્રકરણ જુઓ (પરંતુ હું અહીં વિશ્વના અંતિમ અને અગ્રીમ બીજને છોડી દેઇને બોલું છું તેથીજ આમ બોલું છું; નહિ તો આખા વિશ્વને જોતાં સત્ય તો:—

(૩૬) કુદરતમાં અનિયમિત કાંઈજ નથી. આ કંપનો એટલે અનુભવનો ક્રમ પણ નિયમિતજ છે. જીવ નર્કમાં જતો એટલે પડતો દેખાય છે; પરંતુ છેલ્લી ચડવાની ગતિ ગઇ વખ્તે જે બિંદુએથી શરૂ કરેલી છે, તેની નીચે તે જતો નથી; કેમકે તેની નીચેના પ્રદેશો તેને જોઇએ તેટલી વખ્ત એટલે બે વખ્તજ નહિ પણ અનેક રીતે અનેક વખ્ત અનુભવાઈ ગયા છે. જીવ એ બિંદુએથી ફરી ચડવા લાગે છે અને છેવટની વખ્તે જે બિંદુએથી પાત શરૂ થયો છે તેથી એ ઉત્થાન પામી વધારે ઉપરના બિંદુનેજ સ્પર્શ કર્યાં પછી પાછો પાતની ગતિમાં આવે છે. આ પ્રમાણે દરેક ઉત્થાન, પાત કરતાં અને ગત ઉત્થાન કરતાં વધે છે; કેમકે જીવ એક વખ્ત વીતી ગયેલા અનુભવનો બીજી વખ્ત અનુભવ લેતો હોય છે ત્યારે તે આનંદથી અને ઝડપથી અને તેથી વધારે બલથી ઉપર આવતો હોય છે એટલે તે પ્રથમ કરતાં વધારે ઉંચે જાય છે. બે અનુભવ સંપૂર્ણ સરખા કદી હોતા નથી અને તેથી ઉત્થાનક્રમના પ્હેલા અનુભવને આપણે ગતિ કહેશું અને એની એ લીટીની પડખે જે અનુભવ બીજી વખ્ત થાય છે તેને આપણે વિહાર કહેશું. જે સ્થાનમાં જીવે વિહાર કરી લીધો ત્યાં તે ફરી જતો નથી કેમકે ત્યાંથી તેને કશું નવું મળવાનું નથી અર્થાત્ તે હવે તેને ઉચ્છિષ્ટ અને તેથી રસહીન થઈ ગયેલ છે. આને પણ કોઇ પ્રકારે એકાદ નકશો ચીતરીને સ્પષ્ટ કરીશું.




'ક'થી ઉપર ચડવાની જેણે ગતિ કરી છે તે પોતાના બલ પ્રમાણે અમુક ઉંચાઇએ એટલે 'ખ' સુધી જશે, પણ ગમે ત્યારે એ

(૩૪) આત્મા અગાડી ચાલે છે તેમ ઉપર ચડતો જાય છે; પરંતુ ઉપર ચડતો જાય છે ત્યારે અમુક અમુક સમયે અમુક અમુક હદ સુધી પડતો પણ જાય છે; પણ અંતે પડવાનું થોડું હોવાથી ઉપર ચડી શકે છે. સ્પેન્સરની ફીલસુફી સમજવા માટે તેની ગતિનો એક લેખકે નકશો ચિતર્યો છે; એ અત્ર આપણને પણ ઉપયોગી થશે અને તેથી તેને થોડા ફેરફાર સાથે અહીં નીચે મૂકશું.

આ ચિત્ર જોતાંજ કંપમય વિશ્વની ગતિ કોઇના પણ સમજવામાં આવી ગયા વિના રહેશે નહિ. આમાં એક ન્હાનામાં ન્હાનો કંપ મ્હોટામાં મ્હોટા મોજાની નકલ છે અને

"મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટામાં"

તે પ્રમાણે આ એક આખું મોજું અનંત વિશ્વમાં એક ન્હાનામાં ન્હાના કંપથી વિશેષ કાંઇજ નથી. આનો ડાબા હાથ તરફનો પ્રવાહ જે ઉંચે ચડે છે તે વિસ્તારનો પ્રવાહ છે અને તેનીજ આપણે વાત કરવાની છે. જમણા હાથ તરફ જે પ્રવાહ નીચે ઉતરે છે તે સંકોચનો (ધ્વંસનો) પ્રવાહ છે અને તે અનાદિ અનંત ન હોવાથી અસત્ છે; અને અસત્ છે તે છેજ નહિ, તેથી આપણે તેનું કામ નથી. તે માયાની માત્ર મૃગતૃષ્ણાજ છે; છતાંએ એની પણ કાંઇ વધારે પિછાન અગાડી થઈ રહેશે.

(૩૫) આ પ્રવાહ સીધી લીટીએ નહિ પણ કંપતો ચાલે છે કેમકે તે ગતિ આત્માના અનુભવને ઉપયોગી છે, બધું પૂર્ણ અનુભવી લેવું એટલે તૃપ્ત થવું એજ મોક્ષ છે; અને જ્યાં સુધી દરેક અનુભવની અચલ દૃઢ તૃપ્તિ ન થાય ત્યાં સુધી મોક્ષની પ્રાપ્તિ નથી. અનુભવની આવી દૃઢતા પ્રાપ્ત કરવા માટે દરેક અનુભવ બેવડાય છે અને એ આ કંપથીજ બની શકે છે. આ કંપ કેટલો ઉપયોગી છે તે હવે જાણી શકાશે.

હતો અને મધ્યમાં **જીંદગીનું તરુ** ( Tree of life ) હતું. આ વૃક્ષ સુંદરતમ વૃક્ષ હતું. વૃક્ષોનું પહેલું એટલે ન્હાનામાં ન્હાનું અર્થાત્ તે વૃક્ષની પાસેમાં પાસેનું જે કુંડાળું હતું તે બીજાં બધાં વૃક્ષોનાં કુંડાળાં કરતાં વધારે સુંદર હતું. જીંદગીના વૃક્ષમાંથી વ્હેતો જીંદગીનો પ્રબલતમ પ્રવાહ એ વૃક્ષોપર પડતો હતો તેથી તે તેવાં સુંદર હતાં. તે કુંડાળા પાછળનું કુંડાળું એથી ન્યૂન સુંદર હતું અને એ પ્રમાણે બીજાં બધાં કુંડાળાં ન્યૂન અને વધારે ન્યૂન સુંદર હતાં, છતાં બધાં સુંદર તો હતાંજ; પરંતુ સૌથી કમી સુંદર વૃક્ષ તમને કે **સ્વી**ડનબોર્ગને કે મને સુંદર લાગે કે કેમ તે એ સર્વ સૌંદર્યના પોષક વૃક્ષ– **જીંદગીના તરૂથી** જોઈ શકાય. પરંતુ કુંડાળા માંહેના સૌથી સુંદર વૃક્ષને પેલું સૌથી ઓછું સુંદર વૃક્ષ બતાવવામાં આવે તો તે તેને તો બેડોળ અને ગંદુજ લાગવાનું. આમજ થશે કારણ કે તે અતિ સુંદર વૃક્ષનો વિહાર પોતાના જેવા અતિ સુંદર વૃક્ષો સાથે છે. તે પોતાના સ્થાનથી ન્યૂન સુંદર વૃક્ષો જોવા ચાલ્યું ત્યારથીજ તેને સૌંદર્ય કમી થતું જતું નહિ, પણ બેડોળાઈ વધતી જતી હોય એમ ભાસવા લાગશે, અને છેલ્લું સૌથી ન્યૂન સુંદર વૃક્ષ તેને અત્યંત બેડોળ અને તેથી નર્કનું વૃક્ષ લાગશે, જો કે તે છે તો સ્વર્ગનુંજ અને સુંદરજ છે. **પર**માત્માને વિશ્વબાગનું જીંદગીનું તરૂ બનાવી વિશ્વને જોતાં નર્ક એ નર્ક નથી પણ એક હલકું સ્વર્ગજ છે એમ લાગ્યા વિના રહેશે નહિ. પરંતુ માનવી આથી ઉલટું એટલે પેલા અતિ સુંદર વૃક્ષની માફક જુવે છે. કેમકે માનવી પોતાના વિહારનીજ દૃષ્ટિથી જુવે છે. અહંકાર અને નમ્રતા એ પણ આવી એ દૃષ્ટિજ છે. તું તારી ઉપર જો અને તું તને પોતાને તુચ્છ એટલે નર્કનો એક ગરીબ કીડો અને પ્રભુની દયાને યાચવાનેજ પાત્ર ભાસશે. પરંતુ તું તારી નીચે જો અને તું પોતેજ તને સૌથી શ્રેષ્ટ માનવા

લાગી જશે. અહીં એક બીજી વાત પણ જોવી જોઇએ: સ્નેહજ્ઞાનની જેટલી વિશાળતાનું દર્શન થઇ શકે, તેટલુંજ વિશ્વરચનામાં સૌંદર્યનું દર્શન થઈ શકે. વિશ્વ જેટલું વિશાળ છે તેટલુંજ ઉંડું છે. વિશ્વની વિશાળતા એ તેનો ન્યાય છે પણ તેની ઉંડાઇ એ તેનું સૌંદર્ય છે. એ બંને એક બીજા વિના નકામાં છે. વિસ્તાર વિના ઉંડાઇ અને ઉંડાઇ વિના વિસ્તાર માનીજ શકાય નહિ. વિશ્વની ઉંડાઇ જેટલી જેનાથી દેખાય તેથી વિશેષ વિશાળતા તેનાથી જોઇ શકાય નહિ; કેમકે તે દૃષ્ટિ અમુક લંબાઇ પછી બધે અંધજ છે. સૌંદર્ય હમેશાં ગાત્રસૌષ્ટવ હોય છે. જેમ કોઇ મલ્લ કસરત કરી ભૂખમરો ભોગવતો હોય તો ગાત્રસૌષ્ટવ એટલે સૌંદર્ય, કે બલ અથવા ઉપયોગ કે જય અથવા હિત—કશું મેળવી શકે નહિ; તેમ પરમાત્માનું વિશ્વ ઓછું વધારે પણ સર્વત્ર સદા બે સામસામા બલથી ખેંચાતું રહે તો ગાત્રસૌષ્ટવ મેળવીજ શકે નહિ અર્થાત્ કશુંજ મેળવી શકે નહિ. હવે આપણે જોશું કે **સ્વીડનબોર્ગનું** વિશ્વ ગાત્રસૌષ્ટવ એટલે સૌંદર્યમાં કાંઈક અધુરૂં છે. ( સૌંદર્યમાં ). ઉંડાઈમાં અધુરૂં છે તેટલુંજ વિશાળતામાં પણ અધુરૂં હોવુંજ જોઇએ. પૂર્ણ સુંદર ગાત્રસૌષ્ટવ, પૂર્ણ પારદર્શક્તા એટલે પૂર્ણ સૂક્ષ્મતા અર્થાત્ એકરસતા છે. સૌંદર્ય અને હિતસત્યનો સંબંધ **સ્વીડનબોર્ગ** જોકે બહુ સારો સમજાવે છે છતાં એ સંબંધ એટલો ન્યૂન ગાઢ એટલે ન્યૂન સુંદર હોવો જોઇએ, જેથી પૂર્ણ સુંદર દૃષ્ટિ અત્યારે જેને કહી શકાય તેવી તે પોતાની વિશ્વરચનામાં નાખી શકયો નથી. **“ વિશ્વમાં કાંઇજ ખરાબ નથી ”** એમ કહ્યા પછીજ વિશ્વને અને તે જેનું છે તે પરમાત્માને પૂર્ણ સુંદર અને પૂર્ણ વિશાલ ( અખંડ, અનંત ) કહી શકાય. પૂર્ણસૌંદર્ય અખંડતા છે અને પૂર્ણ વિશાલતા અનંતતા છે. યુરોપી અને આર્ય કવિઓની કાવ્યધારાની નિર્મલતાને આપણે એક

દાખલા તરીકે જોશું તો સૌંદર્યનો આવો ઉપયોગ શી રીતે છે તે જોઇ શકીશું; એમ કરવાથી પૂર્વ–પશ્ચિમ દેશોના હૃદય પ્રવાહની નિર્મળતા પણ તપાશી શકીશું, અને સ્વીડનબોર્ગનું વિશ્વ એટલું ન્યૂન સુંદર કેમ રહી ગયું તે પણ જોઈ શકીશું. થોડાજ અતિ મહાન્ નાદ વિના, યુરોપી કાવ્યવીણામાંથી સ્વર્ગનાંજ સ્વચ્છ ગીત આપણે સાંભળી શકતા નથી; તેમાં દુનિયાની થોડી ઘણી કડવાશ ભરેલીજ હોય છે. ત્યારે આપણું કાવ્ય પૃથ્વીમાંથી પણ સ્વર્ગ ઉપજાવી લેઈ સ્વર્ગનાંજ ગીત આપણી પાસે ધરે છે, અને આપણને નોતરી ગાય છે કે "તું જે તારી મધુરતા અત્યારે છે ત્યાંથી તું તારીજ એક મધુતર મધુરતામાં અત્ર આવ. આ સ્થાન પણ તારૂંજ છે. તને એ રુચશે. અહીં વધારે મજા છે." અર્જુન જેવાને પણ કૃષ્ણ જો વિશ્વ માર માર કરતું અને શોકજનક ( Tragedy ) છે એમ બતાવત તો તે બેસી ગયેલો યુદ્ધમાં કદાચ ઉઠતજ નહિ. વિશ્વનું જે જેટલું વધારે સૌંદર્ય બતાવા શકે તે ગુરૂ થવાને તેટલો વધારે યોગ્ય છે. સ્વીડનબોર્ગનો ક્રાઇસ્ટ કૃષ્ણ જેવું સૌંદર્ય બતાવી શકેલ નથી એ પણ જોવાશે. આપણાં નઠારાં કાવ્યપાત્રો પણ સાધારણ માણસથી હમેશાં ઉંચાંજ રહે છે ત્યારે યુરોપી કાવ્યપાત્રો કેટલાંક આપણાં ઉચ્ચતમ શિખરનાં અને કેટલાંક દુનિયાદારીનાં અને કેટલાંક તો છેક પાતાળનાં હોય છે. શેક્સપીઅર સાથે કાલીદાસને અને આજ વાતની વધારે સ્પષ્ટતા માટે શેલી સાથે ભવભૂતિને તમે પણ ઘણી વખ્ત સરખાવી જોયા હશે. રામાયણની દાનવમૂર્તિ રાવણ પણ કેટલો બધો ઘણી વખ્ત તો પૂજાપાત્ર લાગે છે! યુરોપમાંના થોડા અપવાદ માંહેનો એક મિલ્ટન પોતાના સેતાનને જોકે રાવણ જેવો નહિ પણ માનવ દૃષ્ટિ કેટલીક વખ્ત ખેંચે તેવો બનાવી શકેલ છે. પરંતુ મિલ્ટનનાં બધાં કાવ્યો વાંચતાં તે વાત તે પણ બીજે એવે પ્રસંગે જાળવી

લાગી જશે. અહીં એક બીજી વાત પણ જોવી જોઇએ: સ્નેહજ્ઞાનની જેટલી વિશાળતાનું દર્શન થઇ શકે, તેટલુંજ વિશ્વરચનામાં સૌંદર્યનું દર્શન થઈ શકે. વિશ્વ જેટલું વિશાળ છે તેટલુંજ ઉંડું છે. વિશ્વની વિશાળતા એ તેનો ન્યાય છે પણ તેની ઉંડાઇ એ તેનું સૌંદર્ય છે. એ બંને એક બીજા વિના નકામાં છે. વિસ્તાર વિના ઉંડાઇ અને ઉંડાઇ વિના વિસ્તાર માનીજ શકાય નહિ. વિશ્વની ઉંડાઇ જેટલી જેનાથી દેખાય તેથી વિશેષ વિશાળતા તેનાથી જોઇ શકાય નહિ; કેમકે તે દૃષ્ટિ અમુક લંબાઇ પછી બધે અંધજ છે. સૌંદર્ય હમેશાં ગાત્રસૌષ્ટવ હોય છે. જેમ કોઇ મલ્લ કસરત કરી ભૂખમરો ભોગવતો હોય તો ગાત્રસૌષ્ટવ એટલે સૌંદર્ય, કે બલ અથવા ઉપયોગ કે જય અથવા હિત—કશું મેળવી શકે નહિ; તેમ પરમાત્માનું વિશ્વ ઓછું વધારે પણ સર્વત્ર સદા બે સામસામા બલથી ખેંચાતું રહે તો ગાત્રસૌષ્ટવ મેળવીજ શકે નહિ અર્થાત્ કશુંજ મેળવી શકે નહિ. હવે આપણે જોશું કે સ્વીડનબોર્ગનું વિશ્વ ગાત્રસૌષ્ટવ એટલે સૌંદર્યમાં કાંઈક અધુરૂં છે. (સૌંદર્યમાં). ઉંડાઈમાં અધુરૂં છે તેટલુંજ વિશાળતામાં પણ અધુરૂં હોવુંજ જોઇએ. પૂર્ણ સુંદર ગાત્રસૌષ્ટવ, પૂર્ણ પારદર્શક્તા એટલે પૂર્ણ સૂક્ષ્મતા અર્થાત્ એકરસતા છે. સૌંદર્ય અને હિતસત્યનો સંબંધ સ્વીડનબોર્ગ જોકે બહુ સારો સમજાવે છે છતાં એ સંબંધ એટલો ન્યૂન ગાઢ એટલે ન્યૂન સુંદર હોવો જોઇએ, જેથી પૂર્ણ સુંદર દૃષ્ટિ અત્યારે જેને કહી શકાય તેવી તે પોતાની વિશ્વરચનામાં નાખી શકયો નથી. “**વિશ્વમાં કાંઇજ ખરાબ નથી**” એમ કહ્યા પછીજ વિશ્વને અને તે જેનું છે તે પરમાત્માને પૂર્ણ સુંદર અને પૂર્ણ વિશાલ (અખંડ, અનંત) કહી શકાય. પૂર્ણસૌંદર્ય અખંડતા છે અને પૂર્ણ વિશાલતા અનંતતા છે. યુરોપી અને આર્ય કવિઓની કાવ્યધારાની નિર્મલતાને આપણે એક

દાખલા તરીકે જોશું તો સૌંદર્યનો આવો ઉપયોગ શી રીતે છે તે જોઇ શકીશું; એમ કરવાથી પૂર્વ–પશ્ચિમ દેશોનાં હૃદય પ્રવાહની નિર્મળતા પણ તપાશી શકીશું, અને સ્વીડનબોર્ગનું વિશ્વ એટલું ન્યૂન સુંદર કેમ રહી ગયું તે પણ જોઈ શકીશું. થોડાજ અતિ મહાન્ નાદ વિના, યુરોપી કાવ્યવીણામાંથી સ્વર્ગનાંજ સ્વચ્છ ગીત આપણે સાંભળી શકતા નથી; તેમાં દુનિયાની થોડી ઘણી કડવાશ ભરેલીજ હોય છે. ત્યારે આપણું કાવ્ય પૃથ્વીમાંથી પણ સ્વર્ગ ઉપજાવી લેઈ સ્વર્ગનાંજ ગીત આપણી પાસે ધરે છે, અને આપણને નોતરી ગાય છે કે "તું જે તારી મધુરતા અત્યારે છે ત્યાંથી તું તારીજ એક મધુતર મધુરતામાં અત્ર આવ. આ સ્થાન પણ તારૂંજ છે. તને એ રુચશે. અહીં વધારે મજા છે." અર્જુન જેવાને પણ કૃષ્ણ જો વિશ્વ માર માર કરતું અને શોકજનક ( Tragedy ) છે એમ બતાવત તો તે બેસી ગયેલો યુદ્ધમાં કદાચ ઉઠતજ નહિ. વિશ્વનું જે જેટલું વધારે સૌંદર્ય બતાવા શકે તે ગુરૂ થવાને તેટલો વધારે યોગ્ય છે. સ્વીડનબોર્ગનો ક્રાઇસ્ટ કૃષ્ણ જેવું સૌંદર્ય બતાવી શકેલ નથી એ પણ જોવાશે. આપણાં નઠારાં કાવ્યપાત્રો પણ સાધારણ માણસથી હંમેશાં ઉંચાંજ રહે છે ત્યારે યુરોપી કાવ્યપાત્રો કેટલાંક આપણાં ઉચ્ચતમ શિખરનાં

રાખી શક્યો નથી એમ જોવાશે. શેક્સપીઅરની રંગભૂમિપર જે વાસ્તવિક ઘાતકી પાત્રો સુધ્ધાં પ્રચંડ જેવા ખેલ ભજવે છે તેમાંનું એક પણ પાત્ર આર્ય પડદાની અંદર આવી શક્યું નથી. નવાઈ જેવું છે કે જે વાત યુરોપી ચિત્રકળા અને શિલ્પકળા જાણી રહી છે તે અત્યાર સુધી કવિતા જાણી શકેલ નથી. સૌંદર્યને દુઃખકાલમાં પૂર્ણ એટલે ગમે ત્યારે એ શુભાન્તને બદલે બીજું ચીતરવું એ ચિત્રકળામાં સૌંદર્યને વ્યભિચારી કરી નાખ્યાની બરાબર લેખાય છે તે યોગ્યજ છે. ખરો સ્નેહ વિપ્રલંભમાં પણ સુંદરજ રહે છે કેમકે તે શુભીજ રહે છે. શુભ ત્યાંજ સૌંદર્ય અને સૌંદર્ય ત્યાંજ શુભ હોય છે. ચિત્રને તંદુરસ્તી આપવીજ જોઈએ. શિલ્પમાં પણ એની એજ વાત છે. એક મૂર્તિને મૂર્છંગતા ઘડવામાં આવે તોપણ તે મૂર્તિનો ચ્હેરો બાહુમાં ઢાંકીને ખુલ્લે મ્હોએ બરાડ પાડતો ઘડવામાં આવતો નથી. શિલ્પી દર્દને વડી બતાવવા માગતો નથી પણ એની સહનશીલતાને ઘડે છે. જે કોઈ પણ માનવીમાં હોય તો અમુક વખતે તેનું તે દુઃખ તેને આનંદરૂપ બની રહે. કોઈ પણ કળા આ પ્રમાણે દુઃખ અને બુરાઈ બતાવતી નથી; કેમકે દુઃખ અને બુરાઈ અનંતતામાં નથી. કળામાત્ર સૌંદર્યનેજ બતાવે છે કેમકે સૌંદર્યજ બચે છે. કાવ્યકળામાં તે વાત નથી સમજાઈ એ ખરેખર આશ્ચર્યજ છે: કેમકે કવિતા એ શબ્દમાં રંગ અને શબ્દમાં ઘડતર છે. બધી કળા એકજ કળા છે અને કોઈ એકજ માલિકનું સૌંદર્ય જોવાને અને અનુભવવાને છે. નાટકનું કોઈ ઘાતકી પાત્ર શું તે અનંતતાના દર્શનમાં એક ડાઘ જેવું નથી? અભેદમાં ભેદ જેવું નથી? સ્નેહમાં વ્યભિચાર જેવું નથી? ચિત્ર અને શિલ્પની તંદુરસ્તતની કાવ્યને પણ તેટલીજ અપેક્ષા છે. રોગ મટાડવાને જે ઔષધ પોતે તંદુરસ્ત હોય એટલે પવિત્ર હોય તેજ સારી અસર કરી શકે. આપણી મોટી સંસ્કૃત કવિતાપદ્ધતિ

એટલી બધી ગુરુમૂર્તિ છે કેમકે તે એટલી બધી સુંદર અને પવિત્ર ભોજ્યા છે. ધર્મ અને કાવ્ય બધે એકજ બોધ ગાય છે એટલે હવે આપણે ધર્મને પણ સાથે લેઇને અગાડી ચાલીશું. "તું ત્હારા પાડોશીને એ ચ્હાજે" એટલું કહ્યા પછી "તું તારા પાડોશીને ચ્હાજે કેમકે તારો પાડોશી એ તુંજ છે"—એટલું કહેવાની ક્રિશ્ચિયાનિટિમાં જેટલી ખામી રહી જાય છે, તેટલોજ તેમાં બધે સંકોચ અને સ્થૂલતા—અસૌંદર્ય—રહી જાય છે. વિશ્વના કલહને રમત નહિ પણ ખરોજ કલહ માની લેતાં, એ ધર્મ અને એ કાવ્ય પરમાત્માના પૂર્ણ સ્વરૂપને—વિરાટને—જોઈ શકેલ નથી, અને "તે તું છે" એવું શીખવી શકેલ નથી. કાવ્યમાં જે દ્રષ્ટિ ભયંકરતા અને મલિનતા જેટલી રાખી અને સહી શકે છે તેટલાજ અંશે તે ધર્મમાં અદ્વૈત અભેદભાવના નહિ પણ દ્વૈત ભેદભાવનાનેજ જોઇ શકે છે. ચક્રના મધ્યબિંદુનું સૌંદર્ય તે દૃષ્ટિ જોઇ શકતી નથી, અને બે સૌંદર્ય વચ્ચેના બારીક તફાવતોને જોઇ શકતી નથી તેથી એકને બદલે બે એવું દેખાય છે. અમુક એક વધારે પવિત્ર ભાસે છે તેટલો પીવાઇ ગએલી ભાંગનો નિશો ઓછો થયો છે ખરો, પણ હજુ મગજને એ અસરથી વધારે સાફ થવાની જરૂર છે. વાત એવી છે કે દયામૂર્તિ ક્રિશ્ચિયાનિટિ માતા પોતાની દયામાંજ દૃષ્ટિને ઓગળે દૂર જવા હજી દેઇ શકી નથી. ત્યારે ન્યાયરૂપ

તેનો કેટલોક કાળ ઉપભોગ પણ લીધો. પણ અંતે ગતિમાં તો શરમાવાનુંજ રહ્યું કેમકે તે બધું સૌંદર્ય અગ્નિહીન, આત્મહીન થોડા સમયથી બની ગયું છે. પ્રભુ કાંઇ સારૂંજ કરતો હશે. જેમાંથી અગ્નિએ પેદા થઇ આપણને આકાશવિહારી બનાવ્યા તે હજુ કાયમ છે, તે નાશવાન્ નથી અને તેજ ફરીથી પૃથ્વીપર ગમે ત્યાં પણ તેનો તેજ અગ્નિ ફરીથી આપશે. જેને મળશે તે આપણને પણ આપશે અને તેમાં કોઇનું સપાડું નથી કેમકે પાડોશીઓની આ લેવડદેવડ બહુ જૂની છે. સૌંદર્યનું સૌંદર્ય એ સૌંદર્યની ઉષ્મા છે। તે ઉષ્મા કંઈ ભાવનામાં કેટલી પવિત્ર છે એજ જોવાનું છે. યુરોપનું શરીર અત્યારે જેવું છે તેવું એ તે અગ્નિમય છે અને અત્યારે દુનિયાને વધારે ઉપયોગી છે. તેને આપણો અગ્નિ મળે અને તે કેટલું બધું ભવ્ય થાય એની હું કલ્પના કરી શકતો નથી. પરંતુ જ્યાં સુધી તે કોઇને પણ પોતાના બીજમાં પાછું ભળી જવાનો માર્ગ ન બતાવી શકે ત્યાં સુધી, અત્યારનો એ બધો ઉપયોગ અંતે કશા અર્થનો નથી. ભેદભાવના એ મીઠાશમાં ખારાશ છે. આ બધામાં અત્યારે તો મારે એટલુંજ કહેવાનું છે કે—બંધુ! અત્યારે ગમે તે દેખાતું હોય પણ એવી સુંદર નિર્મલભાવના આર્યહૃદયમાં ઉષ્મા રોપી ગઈ છે જે બીજી કોઇ પણ ભાવનામાં અત્યારે હું તો જોઈ શકતો નથી.

( ૩૮ ) હવે આપણે આપણા મૂળ પ્રશ્નનું ઉત્તર આપવું જોઇએ કે જેને માટે મેં આ બધો ગડબડાટ કર્યો છે (ગડબડાટજ કર્યો છે કેમકે મારા હૃદયના આથી વિશેષ સૂક્ષ્મ વિચારો હું કોઈ પણ રીતે બોલી શકું તેમ નથી; અને આ ગડબડાટ તમને લખવાનો છે, એટલે ગમે તેવો તે છે છતાં મારે શું કહેવાનું છે તે તમે સમજી જશો એવી મારી ખાતરી છે.) પરમાત્માના પ્રવાહની સામે તે પ્રવાહથી છેક

→ એમ ધ્વંસ, પાપ, દાનવ, અસત્ય, વ્યભિચાર, નર્ક, અંધકાર,

રાત્રી, સ્વસ્નેહ, સ્વાર્થ, ગંદકી હોઈ શકે ? એક અક્ષર પણ વધારે બોલ્યા સિવાય આ પ્રશ્નના ઉત્તરમાં ચોખી 'ના' કહી દેવાય તો હવે શી અડચણ છે ? ધ્વંસ અથવા સંકોચ એ શું ન્હાનામાં ન્હાનો વિસ્તાર અર્થાત્ તેનેજ મદદ કરવા ઉભેલું એક બાલક નથી ? સ્વાર્થ એ શું ન્હાનામાં ન્હાનો પરમાર્થ નથી ? સ્વાર્થીમાં સ્વાર્થી માણસ જીવી શકે છે એજ શું તેનો એ સ્વાર્થ એ શું પરમાર્થજ નથી ? પણ તે તેનામાં હોઇ શકે તેવો પરમાર્થ છે એમજ શું સાબીત નથી કરી આપતું ? કાર્લાઇલ સત્યજ કહે છે કે શિયાળ પોતાનો શિકાર પણ કાંઇક તેનામાં પરમાર્થ વૃત્તિ છે તેથીજ શોધી શકે છે. પ્રત્યેક ક્ષણે વિશ્વના મહાયજ્ઞમાં કાંઇ પણ હોમ્યા વિના કોણ રહી શકે છે ? આંખમાં કણું રહી શકતું નથી તેમ વિશ્વમાં કયો બોજો વ્યર્થ રહી શકે છે ? બુરાની બુરાઈ એ ભલાના વ્હાણને એક દીવાદાંડીરૂપ શું નથી ? બુરાનો એટલો પણ ઉપયોગ છે અને તેથીજ તે ક્રોધને નહિ પણ દયાને પાત્ર છે. જે ઉપયોગી નથી તે દયાપાત્ર નથી અને વિશ્વમાં દયાપાત્ર કોણ નથી ? ક્રિશ્ચિયાનિટિ દયાજ છે અને તેથી દયા છે અને વેદાંત ઈનસાફ છે તેથી દયા છે. દાન ઘરથી શરૂ થાય છે અને દાન પરમાત્મામાં વિરામ પામે છે. હું મને એકલાનેજ ચાહી શકું એ પણ પરમાત્માનાજ કોઇ અંશને ચાહી શકું છું. આમ છે તેથીજ માનવી અંતે પોતાપરના એકલા પ્રેમમાં જીવી શકતું નથી અને સોબત શોધે છે એટલે પ્રભુપ્રેમ શોધે છે. માનવી લુચ્ચાઈથી પણ વિવેકી બને છે; ત્યાંએ તેને કાંઇક અડચણ વેઠવી પડે છે અને તેટલું તે દાનજ કરે છે. દાન કર્યા અને સ્વીકાર્યા વિના કોઇ જીવીજ શકતું નથી. તદન સ્વાર્થ છેજ નહિ. દૈત્ય એ શું ન્હાનો દેવ નથી ? આપણા પુરાણોમાં દૈત્યો દેવોના વરદાન પામી શકેલા એ હકીકત દેવ અને દૈત્ય વચ્ચેનું કાંઈક સામ્યજ સાબીત નથી કરતી શું ?

તેનો કેટલોક કાળ ઉપભોગ પણ લીધો. પણ અંતે ગતિમાં તો શરમાવાનુંજ રહ્યું કેમકે તે બધું સૌંદર્ય અગ્નિહીન, આત્મહીન થોડા સમયથી બની ગયું છે. પ્રભુ કાંઇ સારૂંજ કરતો હશે. જેમાંથી અગ્નિએ પેદા થઇ આપણને આકાશવિહારી બનાવ્યા તે હજુ કાયમ છે, તે નાશવાન્ નથી અને તેજ ફરીથી પૃથ્વીપર ગમે ત્યાં પણ તેનો તેજ અગ્નિ ફરીથી આપશે. જેને મળશે તે આપણને પણ આપશે અને તેમાં કોઇનું સપાકું નથી કેમકે પાડોશીઓની આ લેવડદેવડ બહુ જૂની છે. સૌંદર્યનું સૌંદર્ય એ સૌંદર્યની ઉષ્મા છે। તે ઉષ્મા કંઈ ભાવનામાં કેટલી પવિત્ર છે એજ જોવાનું છે. યુરોપનું શરીર અત્યારે જેવું છે તેવું એ તે અગ્નિમય છે અને અત્યારે દુનિયાને વધારે ઉપયોગી છે. તેને આપણો અગ્નિ મળે અને તે કેટલું બધું ભવ્ય થાય એની હું કલ્પના કરી શકતો નથી. પરંતુ જ્યાં સુધી તે કોઇને પણ પોતાના બીજમાં પાછું ભળી જવાનો માર્ગ ન બતાવી શકે ત્યાં સુધી, અત્યારનો એ બધો ઉપયોગ અંતે કશા અર્થનો નથી. ભેદભાવના એ મીઠાશમાં ખારાશ છે. આ બધામાં અત્યારે તો મારે એટલુંજ કહેવાનું છે કે—બંધુ! અત્યારે ગમે તે દેખાતું હોય પણ એવી સુંદર નિર્મલભાવના આર્યહૃદયમાં ઉષ્મા રોપી ગઈ છે કે બીજી કોઇ પણ ભાવનામાં અત્યારે હું તો જોઈ શકતો નથી.

(૩૮) હવે આપણે આપણા મૂળ પ્રશ્નનું ઉત્તર આપવું જોઇએ કે જેને માટે મેં આ બધો ગડબડાટ કર્યો છે (ગડબડાટજ કર્યો છે કેમકે મારા હૃદયના આથી વિશેષ સૂક્ષ્મ વિચારો હું કોઈ પણ રીતે બોલી શકું તેમ નથી, અને આ ગડબડાટ તમને લખવાનો છે, એટલે ગમે તેવો તે છે છતાં મારે શું કહેવાનું છે તે તમે સમજી જશો એવી મારી ખાતરી છે.) પરમાત્માના પ્રવાહની સામે તે પ્રવાહથી છેટ -િત એમ ધ્વંસ, પાપ, દાનવ, અસત્ય, વ્યભિચાર, નર્ક, અંધકાર,

તો એક પરમાત્માનેજ બતાવનારા પતિ ક્રાઇસ્ટનેજ આપ અને બની શકાય તો તું એક આધીન પ્રવાહ પતિત ગોપી બની રહે. સ્વાતંત્ર્ય સ્વાતંત્ર્યને દોરી શકતું નથી. આધીનતા વિના ગુરૂ શી રીતે બોધ આપી શકે ? આધીનતા વિના પ્રીયા એક ચુંબન પણ શી રીતે સ્વીકારી શકે ? આધીન પત્ની વિના ચુંબનમાં રસ પણ શો ? આધીનતા એજ પરતંત્રતા છે અને સ્વતંત્રતાથી પરતંત્રતા આપણે માટે તો કેટલી બધી વધારે મીઠી છે ? જ્યાં જ્યાં રસ છે ત્યાં ત્યાં બધેજ ભોક્તા એટલે સ્વાતંત્ર્ય અને ભોજ્યા એટલે પરતંત્રતા એમજ હોઈ શકે; અને રસ ક્યાં નથી ? રસનો એક કવિ ગાય છે કે 'પ્રેમને પરતંત્રતા સાથે બે ઘડીએ ના બને' પરંતુ અહીં તો પરતંત્રતા દુનિયાદારીની એટલે કડવી પરતંત્રતા ગવાઈ છે. હું આપવા માગું છું તે તો પ્રેમની મીઠી પરતંત્રતા છે. જે પ્રેમીને તો પોતાની જીંદગીજ છે, વળી આપણે ભોજ્યાને આધીન અને પરતંત્ર કહીએ છીએ તો પ્રશ્ન થશે કે શું ભોક્તા પણ તેટલોજ પરતંત્ર નથી ? પરંતુ ભોક્તા ચુસનાર છે અને ભોજ્યામાંથી કેમ શી રીતે રસ ચુસવો તે ભોક્તાની રસાલ વૃત્તિ અને ઇચ્છાની વાત છે, એટલેજ માશૂકના પગમાં લોટતા એવા આધીન ભોક્તાને પણ આપણે સ્વતંત્ર કહી શકીએ છીએ. આમ છે તેથીજ કૃષ્ણલીલાના ભક્તો પોતાને ગોપીઓ એટલે આધીનતાઓ માને છે. બંધુ, સ્વાતંત્ર્યનો રસ તો એક પરમાત્માજ જાણે છે, અને આપણે પણ એક દિવસ પરમાત્મા થશું અને ત્યાર પછી અનંતકાલ સુધી એજ રસમાં મ્હાલવાનું છે. પરંતુ હાલ તો બધી માથાકૂટ કોરે મૂકી આધીનતાનો રસ ભરી ભરી ખુબ પીતો જા, એ આધીનતાથી ઉલટું એવું કોઈ સ્વીડનબોર્ગ શીખવે તો તેને અને હું શીખવવા આવું તો મને દૂર ફેંકી દે, અને એ રસમાં "બન મૂરખ મસ્તગંવાર" કશો બોધ આપવાની ઇચ્છા નથી, એને માટે હું લાયક પણ નથી

અસત્ય એ ન્હાનામાં ન્હાનું સત્ય, અંધાર એ થોડામાં થોડો ઉજાસ, રાત્રી એ ઝાંખો દિવસ નથી શું? ગંદકી એ ન્હાની પવિત્રતા નથી શું? જેને આપણે અને દેવો ગંદકી કહીએ છીએ તે નર્કના જીવને સૌંદર્ય છે અને પોષનારી છે એ વાત વિચારી જોવા જેવી છે. ગમે તેવી આંખને પણ જે સૌંદર્ય લાગી શકે છે તેમાં પરમાત્મા છે; કેમકે દરેક આંખમાં પરમાત્મા છે, અને જે પોષી શકે છે તે પણ પરમાત્માજ છે. પરમાત્મા કોઇ પણ પદાર્થને છેક ગંદગીમાં જવાજ દેતો નથી, પણ અમુક હદસુધી અમુક પદાર્થ ગંદો થવા જાય એટલામાં તેને બદલાવી સૌંદર્યમાં મૂકી દે છે; અર્થાત્ સુંદરતર કરી દે છે એટલે વધારે ઉપયોગમાં મૂકી દે છે, કેમકે ગંદકીનો કશો ઉપયોગ વિશ્વમાં છેજ નહિ. ગંદકી પણ જીવી શકતી હોત તો આપણે મરત નહિ. જ્યારે શરીર બાળી કે સડાવી નાંખવા જેવું બની જાય છે ત્યારેજ આપણે તેને છોડી દેઇએ છીએ. અને આપણે જેની વાત કરવાની છે તે વ્યભિચાર પણ શું ટુંકાં ટુંકાં લગ્નોજ નથી? એક વ્યભિચારી પુરૂષ એક વેશ્યા સામે સનકારો કરે છે તે પલમાં પણ ઘડીક તે શું પોતાને તો નથી ભૂલી જતો? એટલો તે વિસ્તાર નથી પામતો? આફ્રિકાના જનમાંસાહારી મનુષ્યો જેવોજ તે હતો: જ્યાં સુધી તે પોતાનીજ ખાતર જીવતો હતો ત્યાં સુધી તેણે ત્યાં જે પ્હેલો સનકારો કર્યો ત્યારથી તે શું વધારે માણસ જેવો નથી બન્યો? વ્યભિચારમાં પણ લગ્નસ્નેહ ક્યાં છે તે તમે છો તે સ્થાનથી કદિ જોઈ શકશો નહિ, પણ તે જોવા માટે તમારે સર્વાનુભવરસિક થઇ વ્યભિચારની પણ નીચે દૃષ્ટિને એક વખ્ત તો ખેંચી જવી પડશે.

(૩૯) બંધુ! માનવી સમતોલનમાં નથી એજ ઠીક છે અને સ્વતંત્ર નથી એજ ઠીક છે. અહો! ફીલસુફ સ્વીડનબોર્ગ! સ્વાતંત્ર્ય

અને સ્નેહો પણ વિશ્વમાંજ હોવાથી વ્યભિચારસ્નેહ લગ્નસ્નેહનો વિરોધી નથી.

૩—"જેમ સાહજીક માણુસ—તેને તેમાંથીજ વિચારતાં—આધ્યાત્મિક માણુસથી વિરોધી છે તેમ વ્યભિચારસ્નેહ લગ્નસ્નેહથી વિરોધી છે."

સાહજીક માણુસ આધ્યાત્મિક માણસથી જેમ વિરોધી નથી તેમજ વ્યભિચારસ્નેહ લગનસ્નેહથી વિરોધી નથી.

૪—"જેમ પાપ અને અસત્યનો જારી અનુષંગ પુણ્ય અને સત્યના લગનથી વિરોધી છે તેમ વ્યભિચારસ્નેહ લગનસ્નેહથી વિરોધી છે."

'જારીઅનુષંગ' માત્ર ટુંકી દૃષ્ટિને દેખાય છે અને છેજ નહિ. પાપ એ ન્હાનું પુણ્ય છે અને અસત્ય એ ન્હાનું સત્ય છે. તેથી સર્વત્ર અને સદૈવ પુણ્ય અને સત્યજ વર્યા કરે છે. 'જારીઅનુષંગ' અને 'લગ્ન' એ બે સંબંધભેદજ અંતે અને તેથી બરાબર જોતાં ટકી શકતા નથી એટલે આ કલમને અંતના દર્શન રહિત દૃષ્ટિની કહીને અને તેથી ટુંકી દૃષ્ટિની કહીને કાઢી નાખવાને બાધ નથી.

૫—"જેમ જેથી સાહજીક માણુસ આધ્યાત્મિક માણુસથી વિરોધી છે, જેમ જેથી જારીઅનુષંગ લગનથી વિરોધી છે તેમ તેથી વ્યભિચાર સ્નેહ લગનસ્નેહથી વિરોધી છે, જેમ નરક સ્વર્ગથી વિરોધી છે તેમ."

આ કલમ નરકને સ્વર્ગનું વિરોધી ઠરાવવા માટેજ મૂકાઇ છે. સગવડની ખાતર સ્વર્ગ નરકને તો આપણે પણ અમુક રીતે જૂદાં પાડવાનાં છેજ, પણ આ કલમને તો ઉપર આપણાં કહેવાઈ ગયેલાં કારણોથી નામંજૂર કરી અને આપણી દૃષ્ટિને સ્વીડનબોર્ગની દૃષ્ટિમાં પેસાડવા તેને અંતદર્શનરહિત એટલે ટુંકી કર્યા પછીજ તેમ બની શકે.

પરંતુ કોણ જાણે શાથી આવું કાંઇ બોલી જવાય છે. પરંતુ હાલ તો આપણે આપણું કામ હવે પૂરૂં કરી લેઇએ.

(૪૦) આ બધું લખવામાં પણ ઉદ્દેશ તો **સ્વીડનબોર્ગના** પ્રવાહને સૂક્ષ્મતર કરવાનોજ હતો અને વિશ્વને આ પ્રમાણે જોતાં જોતાં આપણે એજ કર્યું છે. પાણી એક નળમાં નીચે ઉતરીને પણ પોતાની સપાટી શોધી લે છે તેમ આ પ્રવાહ નર્ક જેવા પ્રદેશમાં એટલે બહુજ નીચે જઇને પણ અંતે પોતાની સપાટીને એટલે પરમાત્માને શોધી લે છે; ત્યારે **સ્વીડનબોર્ગનો** પ્રવાહ એક પત્થરની પેઠે નીચે રડીતો જાય છે પણ પાછો ત્યાંથી ચડી શકતો નથી; કોણ જાણે ક્યાંએ કોઇ ઝાડી જંગલમાં કે એકાદ કોતરમાં ગુમ થઈ જાય છે.

(૪૧) પરંતુ અત્યાર સુધી આપણે આખા વિશ્વની વાત કરતા આવ્યા છીએ જેમાં ‘વ્યભિચારસ્નેહની’ વાત તો ગૌણુજ રહી ગઇ છે. પરંતુ વિશ્વ એજ સ્નેહ છે અને એની એ વાતને **સ્વીડનબોર્ગના** વ્યભિચાર સાથે હવે જોડી દેવી અઘરી પડશે નહિ. કશા વિવેચનની હવે અપેક્ષા રહી નથી. પરંતુ જે કલમોથી **સ્વીડનબોર્ગ** વ્યભિચારને લગ્નસ્નેહથી જુદો પાડે છે તેજ તપાસી જશું.

(૪૨) ૧—“જ્યાં સુધી લગ્નસ્નેહના ગુણ–ભાવ–લક્ષણની માહેતી મળી નથી ત્યાં સુધી વ્યભિચારસ્નેહના ગુણ–ભાવ–લક્ષણને જાણી શકાય નહિ.” બરાબર છે કેમકે અજવાળાથીજ અંધારૂં જોઇ શકાય છે.

૨—“વ્યભિચારસ્નેહ લગ્ન સ્નેહથી વિરોધી છે,”

સગવડને માટે એમ કહેવું એ ઠીક છે અને અજ્ઞાનીઓને એમજ કહેવું એ સારૂં છે પરંતુ વિશ્વમાં બધે સગોત્રત્વજ હોવાથી

મન્ય વ્યાખ્યાઓ બહુ વાંચવા જેવી છે, જેમાં ક્રિશ્ચિયાનિટિ અને વેદાંત વચ્ચેનો સૂક્ષ્મભેદ સૂક્ષ્મતમ બની જાય છે. તમે એક વખત એવી દૃષ્ટિથી વાંચી જઇ તે સંબંધે આપણે મળીએ ત્યારે વિશેષ કાંઈ સમજાવશો.)

૯—"એક પ્રવાહપ્રદેશ વ્યભિચારસ્નેહનો છે અને એક પ્રવાહપ્રદેશ લગ્નસ્નેહનો છે."

દૃષ્ટિપ્રવાહને પાણી જેવો એટલે પરમાત્મામાં પોતાની સપાટી શોધી લે તેવો રાખવાને બદલે પત્થર જેવો, એક વખ્ત પડે ત્યાં પડી રહે તેવો બનાવવાથી બે પ્રવાહપ્રદેશ કરવા પડ્યા છે. પત્થર પડે અને તેને પાછો ફેંકવામાં આવે—એ બે લીંટીની પત્થરને જરૂર છે. પણ પત્થરથી સૂક્ષ્મતર એવા પાણીને એકજ લીંટી હોઈ શકે, જો ફુવારા તરફ પાણીની આવક બ્હોળી હોય અને એ પ્રવાહની નળી સાફ હોય તો, પરમાત્મા જલકોષ સદૈવ સંભર ભર્યો છે.–તેનું જલ સર્વત્ર સદૈવ વહ્યા કરે છે અને તે જલની વાહક નળી કુદરત જેવો અન્ય કયો વાહક સાફ હોઇ શકે? વિશ્વને બે મધ્યબિંદુ નથી, અને મધ્યબિંદુજ પરિધિ ઉત્પન્ન કરી શકે છે; પણ પરિધિ મધ્યબિંદુનું કર્તાકારણ કદિ હોઈ શકતું નથી; તેથી બે પ્રવાહપ્રદેશ હતા નહિ, છે નહિ, અને થશે પણ નહિ. છતાં સગવડની ખાતર એ પ્રવાહને માની લીધા પછીજ આપણે સ્વીડનબોર્ગની સાથે અગાડી ચાલી શકીશું.

૧૦—"વ્યભિચારસ્નેહનો પ્રવાહપ્રદેશ નરકમાંથી ઉપર ચડે છે અને લગ્નસ્નેહનો પ્રવાહપ્રદેશ સ્વર્ગમાંથી નીચે ઉતરે છે."

બે પ્રવાહપ્રદેશો ટુંકી દૃષ્ટિને દેખાય છે અને તેથી પણ ટુંકી દૃષ્ટિને એ દેખાએલા બે પ્રવાહપ્રદેશો જૂદે જૂદે સ્થાનથી આવતા દેખાય છે. પ્રવાહપ્રદેશ એકજ છે અને તે એક મધ્યબિંદુ તરફજ

૬—"નરકની અસ્વચ્છતા વ્યભિચારસ્નેહથી છે અને સ્વર્ગની સ્વચ્છતા લગ્નસ્નેહથી છે."

પરાણે દૃષ્ટિને અંધ બનાવવામાં આવે તોપણ અમુક સમય સુધી તો તે કાંઈ નહિ અને કાંઈ જોયાજ કરે છે, અને તેમજ આપણી દૃષ્ટિને બને છે તેથી 'અસ્વચ્છતા' ને 'ન્હાની સ્વચ્છતા' કહ્યા પછી એટલે એટલા સુધારા સાથે, ઉપલી કલમને બહાલ કરવાને અડચણ નથી.

૭ મી કલમને વિશેષ સંબંધ ક્રિશ્ચિયાનિટિ સાથે છે અને તે સ્વીડનબોર્ગનો શ્રેષ્ઠાંગ હોવા છતાં તેની સાથે અત્ર આપણને બહુ સંબંધ નહોતાં બની શકે તેટલો તેને દૂર કર્યો છે, અને તેથી સ્વીડનબોર્ગનું આ આખું પુસ્તક વાંચીને તે સમજવા હરકોઇને ભલામણ કરી આ કલમ પસાર કરી જવાને અડ્ચણ નથી.

૮—"વ્યભિચારસ્નેહ મનુષ્યને વધારે અને વધારે 'ન મનુષ્ય' કરતો જાય છે અને લગ્નસ્નેહ મનુષ્યને વધારે અને વધારે 'અધિક મનુષ્ય' કરતો જાય છે."

વ્યભિચારસ્નેહને સંબંધે લખાએલા આ 'વધારે અને વધારે' એ શબ્દોને સીમા આપી, અને એ પાતને પાતથી અધિક ઉત્થાન આપી, એટલે લગ્નસ્નેહને પરમ અભેદના કેંદ્ર સુધી પ્હોંચાડી, અને એમ થયું એટલે લગ્નસ્નેહને સંબંધે લખાએલા પણ 'વધારે અને વધારે' શબ્દોને સીમા આપી ઉપલી કલમ મંજૂર કરવાને વાંધો નથી. (આ કલમથીજ સ્વીડનબોર્ગ બંને પ્રવાહના પ્રદેશોની વાતમાં પ્રવેશ કરે છે. આ પ્રવાહપ્રદેશ (Sphere)* ની સ્વીડનબોર્ગની

---

* Sphere—A body or space contained under a single surface, which in every part is equally distant from a point within called its *center*."

WEBSTER.

ભવ્ય વ્યાખ્યાઓ બહુ વાંચવા જેવી છે, જેમાં ક્રિશ્ચિયાનિટિ અને વેદાંત વચ્ચેનો સૂક્ષ્મભેદ સૂક્ષ્મતમ બની જાય છે. તમે એક વખ્ત એવી દૃષ્ટિથી વાંચી જઇ તે સંબંધે આપણે મળીએ ત્યારે વિશેષ કાંઈ સમજાવશો.)

૯—"એક પ્રવાહપ્રદેશ વ્યભિચારસ્નેહનો છે અને એક પ્રવાહપ્રદેશ લગ્નસ્નેહનો છે."

દૃષ્ટિપ્રવાહને પાણી જેવો એટલે પરમાત્મામાં પોતાની સપાટી શોધી લે તેવો રાખવાને બદલે પત્થર જેવો, એક વખ્ત પડે ત્યાં પડી રહે તેવો બનાવવાથી બે પ્રવાહપ્રદેશ કરવા પડ્યા છે. પત્થર પડે અને તેને પાછો ફેંકવામાં આવે—એ બે લીટીની પત્થરને જરૂર છે. પણ પત્થરથી સૂક્ષ્મતર એવા પાણીને એકજ લીટી હોઈ શકે, જો ફુવારા તરફ પાણીની આવક બ્હોળી હોય અને એ પ્રવાહની નળી સાફ હોય તો, પરમાત્મા જલકોષ સદૈવ સંભર ભર્યો છે.–તેનું જલ સર્વત્ર સદૈવ વહ્યા કરે છે અને તે જલની વાહક નળી કુદરત જેવો અન્ય કયો વાહક સાફ હોઇ શકે ? વિશ્વને બે મધ્યબિંદુ નથી, અને મધ્યબિંદુજ પરિધિ ઉત્પન્ન કરી શકે છે; પણ પરિધિ મધ્યબિંદુનું કર્તાકારણ કદિ હોઈ શકતું નથી; તેથી બે પ્રવાહપ્રદેશ હતા નહિ, છે નહિ, અને થશે પણ નહિ. છતાં સગવડની ખાતર એ પ્રવાહને માની લીધા પછીજ આપણે સ્વીડનબોર્ગની સાથે અગાડી ચાલી શકીશું.

૧૦—"વ્યભિચારસ્નેહનો પ્રવાહપ્રદેશ નરકમાંથી ઉપર ચડે છે અને લગ્નસ્નેહનો પ્રવાહપ્રદેશ સ્વર્ગમાંથી નીચે ઉતરે છે."

બે પ્રવાહપ્રદેશો ટુંકી દૃષ્ટિને દેખાય છે અને તેથી પણ ટુંકી દૃષ્ટિને એ દેખાએલા બે પ્રવાહપ્રદેશો જૂદે જૂદે સ્થાનથી આવતા દેખાય છે. પ્રવાહપ્રદેશ એકજ છે અને તે એક મધ્યબિંદુ તરફજ

ગતિ કરે છે. બે પ્રવાહપ્રદેશો જોનારા કરતાં એમ જોઇને તે પ્રવાહપ્રદેશોને બે જૂદાં અને તેથી પણ ખરાબ સામસામાં મધ્યબિંદુઓ આપનારની દૃષ્ટિ વધારે ટુંકી છે, તે સમજવા માટે પાછલું બધું વાંચી જવું.

૧૧—"આ બંને પ્રવાહપ્રદેશો આપણી પૃથ્વીમાં અને મૃત્યુ બાદની સ્વર્ગનરકની તૈયારી કરવાની પૃથ્વીમાં, પરસ્પર એકબીજાને મળે છે પણ તેઓ સંયુક્ત થતા નથી. [ લગ્નસ્નેહનો પ્રવાહ પુણ્ય અને સત્યનો છે; વ્યભિચારસ્નેહનો પ્રવાહ પાપ અને અસત્યનો છે. પુણ્ય પાપ સાથે મળે છે ત્યારે પુણ્ય સત્યરહિત અને પાપ અસત્યરહિત હોય છે; સત્ય અસત્ય સાથે મળે છે ત્યારે સત્ય પુણ્યરહિત અને અસત્ય પાપ રહિત હોય છે; આમ હમેશાં એક હાથથીજ આ બંને પ્રવાહો જ્યાં જ્યાં મળે છે ત્યાં મળે છે અને તેથી સંયુક્ત થઈ શકતા નથી. અહો! સ્વીડનબોર્ગના પ્રવાહને જરાક સૂક્ષ્મ બનાવતાં આ વિચાર કેટલો બધો સર્વવ્યાપક છે? અને તેમ ન કરવામાં આવે તોપણ કેટલો બધો વિશાલ છે! ] ઉપલી એટલે દશમી કલમનો ઈન્સાફ જોતાં આ કલમના ઈન્સાફનો ચુકાદો મળી જશે.

૧૨—"આ બે પ્રવાહ પ્રદેશોની મધ્યે સમતોલન છે અને એ સમતોલનમાં માનવી છે."

સમતોલન વિશ્વમાં ક્યાંએ નથી અને સમતોલનમાં માનવી પણ નથી. સમતોલનમાં જવાને વિશ્વ અને તેથી માનવી મથ્યા કરે છે.

૧૩—"માનવી પોતાની રૂચિ પ્રમાણે ગમે તે પ્રવાહપ્રદેશ તરફ ઢળવાને શક્તિમાન્ છે પણ જેટલા પ્રમાણમાં તે એક તરફ ઢળે છે તેટલાજ પ્રમાણમાં તેને બીજાથી દૂર ઢળવું પડે છે."

આમ કહેવામાં નીચે પ્રમાણેના માર્ગથી જેટલી ભિન્નતા હોય તેટલી બાદ કરીને આ કલમ સ્વીકારવાને હાનિ નથી—કે, માનવી ઉપર કે નીચે જાય છે, એ પોતાના અનુભવાર્થેજ ખુશીથી જાય છે અને જ્યારે નીચે જાય છે ત્યારે અમુક કાંઇથી દૂર જતો હોય એમ, અને ઉપર જાય છે ત્યારે અમુક અન્ય કાંઇથી દૂર જતો હોય એમ દેખાય છે; જો કે આ દષ્ટિમાં કેટલીક ભૂલ છે તે જોવા માટે આ લેખનું ઉત્તરાર્ધ વાંચવું.

૧૪—"દરેક પ્રવાહપ્રદેશ પોતાની સાથે પોતાનો આનંદ રાખે છે."

બરાબર છે.

૧૫—"વ્યભિચારસ્નેહના આલ્હાદો રક્તજન્ય સ્થૂલતામાંથી શરૂ થાય છે અને આત્મામાં જતાં પણ રક્તજન્ય સ્થૂલતાનાજ રહે છે; પરંતુ લગ્નસ્નેહના આલ્હાદો આત્મામાંથી શરૂ થાય છે અને રક્તજન્ય સ્થૂલતામાં જતાં પણ આત્માનાજ રહે છે."

બરાબર છે.

૧૬—"વ્યભિચારસ્નેહના આલ્હાદો ઉન્માદના પરિતોષ છે; પરંતુ લગ્નસ્નેહના આલ્હાદો વિવેકની તૃપ્તિઓ છે."

બરાબર છે; પરંતુ લક્ષમાં રાખવું જોઇએ કે ઉન્માદના પરિતોષ એ પણ ન્હાની ન્હાની તૃપ્તિઓજ છે, કેમકે છેક વિવેકશૂન્ય ઉન્માદ વિશ્વમાં છેજ નહિ.

(૪૩) આ પ્રમાણે ફેરફારની સાથે એટલે આ પ્રમાણે સ્વીડનબોર્ગના પ્રવાહને સૂક્ષ્મ કર્યા પછી તે બધો એક મહાન્ સત્ય છે, અને તે ગમે ત્યાં સત્યની પૂજાને યોગ્ય છે.

(૪૪) સ્વીડનબોર્ગમાં વ્યભિચારસ્નેહ કે લગ્નસ્નેહનાં પ્રકરણોવાર કશું બોલવાની જરૂર નથી. કેમકે આટલો વિચાર કર્યા પછી

તેનું કાંઇ પણ વાંચતાં જેને અત્યારે હું નિર્મલમાં નિર્મલ સત્ય માનું છું તેજ મળશે.

(૪૫) આ બધું લખવાનો હેતુ એટલોજ છે કે સ્નેહની અને સત્યની પૂજા જે રીતે કરવી જોઇએ તેજ રીતે **સ્વીડ**નબોર્ગની પણ પૂજા કરવી જોઇએ; **સ્વીડ**નબોર્ગ સંસારથી એટલે બધે ઉચ્ચસ્થાને વિરાજેલો હોવા છતાં આપણા હાથની હથેલી જેવું આપણને પોતાનું સ્પષ્ટ દર્શન કરાવે છે.

(૪૬) અંતે તો બંધુ! મ્હારી આ કલમમાં અને જેના ઉપર અત્યારે લખતો રહ્યો છું તે આ કાગળમાં પણ શું શું સત્યો હશે તે હું જાણુતો નથી. આવી વિશાલ બાબતોમાં મ્હારો અભિપ્રાય શા વજનનો હોય? હું તો એટલું જાણું છું કે સૌનું હિત થશે.

તમારો સ્નેહાધીન.



# આ સાથેનાં હેન્ડબીલ અને કાર્ડ.

ચાલુ (૧૯૬૮ ના) કાર્તિક માસથી એક બીજી જુદી ગ્રંથમાળા આ ખાતા તરફથી શરૂ થઈ છે. તેનું નામ 'ચરિત્રમાળા' છે.

આ '**ચરિત્રમાળા**'ની વિશેષ માહિતીનાં હેન્ડ-બીલ આ પુસ્તક સાથે વહેંચવામાં આવ્યાં છે, તે તરફ દરેક વાંચનારનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

જેમને '**ચરિત્રમાળા**' ના ગ્રાહક થવા ઇચ્છા હોય તેમણે ભરી મોકલવાનાં છાપેલાં કાર્ડ પણ આ સાથે સામેલ છે. કદાચ તે કાર્ડ ખોવાઈ જાય તો બીજા કાર્ડપર તેવી મતલબનું લખી મોકલવાથી પણ ચાલશે.

પુસ્તક ૧-૨ 'શ્રી બુદ્ધ ચરિત્ર તથા શ્રી બુદ્ધના ઉપદેશ' બહાર પડી ચૂક્યું છે.

વ્યવસ્થાપક—**સ૦ સા૦ વ૦ કાર્યાલય.**

રૂ. ... આસે પરૂ ...૦૦ મણના વજનની

# ગોદરેજની તીજોરી.

થોડા વખત ઉપર મુંબઇની યાકોહોમા બેંક માટે ગોદરેજે રૂ. ૭૫૦૦ ની ૧૫૦૦ મણની ફાયરપ્રુફ તીજોરી બનાવી હતી. એ તીજોરી એટલી મોટી છે કે તેમાં પચાસ માણસો ઉભાં રહી શકે.

---

હાલમાં એથી પણ મ્હોટી ફાયરપ્રુફ તીજોરી બનાવવાનો ઓરડર ગોદરેજને મળ્યો છે. એ તીજોરી મુંબઈની ઇસ્ટર્ન બેંક માટે છે. માપમાં એટલી મોટી થશે કે તેમાં મોટા કદનાં સવાસો માણસ સહેલાઇથી ઉભાં રહી શકે. વજનમાં ત્રણ હજાર મણ થશે. એ તીજોરીની ગોદરેજની કિંમત રૂ. ૧૦૭૫૦ છે. વિલાયતી મેકરે એથી લગભગ બેવડા પેસા માગ્યા હતા.

તીજોરીનું કામ એવું હોય છે કે તૈયાર થઇ રહેવા પછી તે ઉંચી બનાવટની છે કે હલકી, તે કારીગર પોતે પણ પારખી શકે નહિ. બહારના દેખાવમાં રૂ. ૫૦૦ ની તેમજ રૂ. ૧૦૦ ની સરખીજ દેખાય; માટે ખરીદનારે કારખાને આવી, બનાવટના ફેરની માહિતી જાતે મેળવવી, એ સારૂં છે.

કારખાનું—ગેસ કંપની પાસે, પરેલ–મુંબઈ.

દુકાન—મુળજી જેઠાની મારકીટની સામે,

શેખમેમણ સ્ટ્રીટ–મુંબઈ.

